# રામતીર્થ બ્રાહ્મી તેલ

સ્પેશીઅલ નં. ૧



મગજના જ્ઞાનતંતુઓ બળવાન બને છે. ધોળા વાળ કાળા થાય છે, ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો મટે છે. યાદશક્તિ અને આંખોની દૃષ્ટિ વધે છે.

દરેક ઋતુમાં બહેનો, પુરૂષો અને
બાળકો માટે મહાન
ફાયદો કરનાર છે.



રતલી બાટલીના રૂા. ૩-૮-૦
આઠ ઔંસના રૂા. ૨-૦-૦



—:બધે મળે છે.—

**શ્રી રામતીર્થ યોગાશ્રમ**

૨૪૮, સૅન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪.

# વૈશંપાયનની વાણી

[ ખંડ : બીજો ]

: લેખક :

શ્રી. કરસનદાસ માણેક



: પ્રકાશક :

શરદ પ્રકાશન મંદિર

૫૪, સુતારચાલ

મુંબઇ–૨.



કિંમત : રૂપિયા અઢી

૨૫૪૯૩

## લેખકનાં બીજાં પુસ્તકો

### પ્રગટ થએલ

**કાવ્ય**

આભનાં પોયણાં
આલબેલ
વૈશંપાયનની વાણી
મહોબતને માંડવે

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ

**નવલિકાસંગ્રહ**

માલિની

**પ્રકીર્ણ**

આઝાદીની યજ્ઞજ્વાલા
કળીઓ અને કુસુમો (નિબંધિકાસંગ્રહ)
પ્રકાશનાં પગલાં (ચૌદ ધર્મકથાઓ)

**અનુવાદો**

મુક્તધારા
બે બાળનાટકો

### હવે પછી

વિદાય અને બીજાં કાવ્યો (કાવ્ય)
અહો રાયજી સુણીએ (કાવ્ય)
પ્રતિમા (નવલકથા)
ચિત્રલેખા (જાસૂસકથા)
મધુરજની (નવલિકાસંગ્રહ)
ભાવનાની ભીતરમાં (નાટિકાસંગ્રહ)
રેખાચિત્રો (સાહિત્યના પચ્ચીસ જ્યોતિર્ધરોના)

[ પ્રથમ આવૃત્તિ ]
[ ૧૯૪૫ ]

: પ્રકાશક :
લલ્લુભાઇ અભેચંદ સરવૈયા
શરદ પ્રકાશન મંદિર
૫૪, સુતારચાલ, મુંબઇ ૨

: મુદ્રક :
મણીલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘી કાંટા : અમદાવાદ

# અર્પણ



૧૯૪૨ ના ઓગસ્ટ પછી

કારાવાસી બનેલાં

હજારો ભાઇબ્હેનોનાં પ્રતીક સમા

**કુ. ઉષા મહેતા**

બી. એ. એલએલ. બી.

તથા

**પ્રો. ચંદ્રકાન્ત મહેતા**

એમ. એ. એલએલ. બી.

એ

કારાવાસી ભાઈબ્હેનની જોડલીને !

# લેખક તરફથી

જેને હું શુદ્ધ કાવ્ય ગણું છું, તે પ્રકારની આ રચનાઓ નથી. આ તો છે, "વૈશંપાયનની વાણી"ના પહેલાં સંગ્રહની પ્રસ્તાવનામાં મેં કહ્યું છે તે પ્રમાણે પદ્યબદ્ધ કટાક્ષ-યુક્ત પત્રકારત્વ. એને ગ્રંથસ્થ કરવા માટે કોઇ કારણ હોય તો તે છે એને મેં પોતે ધાર્યું ન્હોતું એવી અજબ રીતે સાંપડી ગયેલી લોકપ્રિયતા.

કવિતાની ચોપડીની પાંચસોક નકલો જ્યાં માંડ બે વરસે ખપે, એવા આ પ્રાંતમાં એ પ્રથમ સંગ્રહની બે હજાર નકલો દશ દિવસમાં ખપી ગઇ. એ સંગ્રહમાંના પંદરે પંદર કાવ્યો એક વાર 'જન્મભૂમિ'-માં પ્રસિદ્ધ થઇ ચૂકયા હતાં, તે છતાં.

એ પહેલા સંગ્રહની બીજી આવૃત્તિ માટેની માગણી તો ઉભીજ છે—મારી એ બાબતની લગભગ અસાધ્ય એવી આળાસને લીધે.

આ બીજો સંગ્રહ પ્રસિદ્ધ થાય છે તેનો સોયે સો ટકા જશ મારા તરૂણ મિત્ર શ્રી. રતિલાલ માધવાણીને છે. એમનો પ્રીતિજન્ય પરિશ્રમ હોય નહિ અને આ પુસ્તક છપાય નહિ !

કરસનદાસ માણેક

# અનુક્રમણિકા

# આભાર

'વૈશંપાયન'ના લોકપ્રિય કટાક્ષ-કાવ્યોના આ સંગ્રહને આપના હાથમાં સોંપતા 'શરદ પ્રકાશન મંદિર' ઉમળકો અનુભવે છે. એટલું માત્ર કથા સિવાય આ સંગ્રહ માટે એક પણ અક્ષર આલેખવાની આવશ્યકતા નથી. 'સોના ઉપર દોળ' ચડાવવાની જરૂર શી ?

**મુરબ્બી માણેકભાઈ** મારા અંગત પ્રિયજન છે. જાણું છું કે મારા પ્રત્યેની લાગણીથી પ્રેરાઈનેજ અમારી સંસ્થાને તેમની આ સોના સરખી કૃતિઓ સોંપી છે. એ માટે તેમનો હું ઋણી છું.

**રતિલાલ માધવાણી**

[ ૧ ]

## મુક્તિબીજ થૈ, બાપુ, વવાયા !

### ( પૂ. મહાત્માજીને જન્મદિને )

હતાં દુશ્મન બળી, બ્હારે અને ઘરમાં, હજારો:
હતી સામે જીગર કંપાવતી કાતિલ કતારો:
ગરીબી, રોગ, કારાગાર કેરા અન્ધકારો
હતા—ન્હોતો દિસંતો નેણને મુક્તિ—કિનારો !

અમારી આથમી'તી આભમાં ઉમ્મીદ છેલ્લી,
અમારે અંતરે ના આશ કો બાકી બચેલી;
ગુલામી કારમી સદીઓ થયાં અણનમ ઉભેલી-
અચૂત ઓળા અમંગળ પાડતી ડારી રહેલી !

તમે તેવે સમે, બાપુ, અમારાં દર્દ દેખી,
અસહ ઉપહાસ આત્મીયો તણા ઉરના ઉવેખી,
ન ગણકારી અબુઝ સત્તાધરોની મત્ત શેખી,
વતન ધાયા, મનુજ-પૂજામહીં નિજ મોક્ષ લેખી !

તમે પોતેજ મુક્તિબીજ થૈ બાપુ, વવાયા,
કરોડોનાં દુઃખોને તાવણે તાતા તવાયા,
તમારા હાડચામે ખેતરે ખાતર પૂરાયાં,
તમારા શુદ્ધ શોણિત અંકુરોપે છે સિંચાયાં !

તમે સિદ્ધાર્થના શબ્દો, ભૂલેલી ભોમકાને,
ફરી, સદીઓ પછી, પાછા સુણાવ્યા, શાંત–ગાને,
"ભલે ગાત્રો ગળે એકકેક મારા આજ સ્થાને–
ન ઉઠું, જ્યાં લગી ના સૂણું મુક્તિમંત્ર કાને !"

અહા તે યાતનાઓ, વેદનાઓ, તે વ્યથાઓ–
અડીખમના ય અંતર ચીરતી માતમ–કથાઓ,
શિશિર–હેમંતનાં હૈયાં થીજવતા વાયરાઓ.
અને ગ્રીષ્મોતણા ઉકળાટના અગ્નિઝરાઓ !

તમે ઝૂઝયા, વિધાતાથીય કપરા રાજ સામે,
તમે ઝૂઝયા, અદય સંહાર કેરા સાજ સામે,
તમે ઝૂઝયા જગતનું રક્ત પીતા બાજ સામે,
તમે ઝૂઝયા અધર્મોની પુરાણી પાજ સામે !

અને આજે, તમારી વિસ્તરી સુવિશાળ કાયા,
કરોડો માણતાં આજે અમીથી મીઠી છાયા–
તમારે ખોળલે બાપુ, પીડિતના સંઘ ધાયા–
ભલે મુફલિસ હોયે, કે ભલે હો રાણીજાયા !

જનેતાની જખમઝરતી લપેટી છાતી આજે,
સુધા-સીંચંત વડવાઈ તણા વૃન્દો બીરાજે!
કણી એકકેક ઓશીંગણુ વતનની આજ ગાજે:
'અમર વટરાજ રહેજો' આભને ભરતા અવાજે!

અમર હો અન્ન ભૂખ્યાં પેટમાં પ્હોંચાડનારા!
અમર હો નગ્ન દેહો ખાદીથી આચ્છાદનારા!
ગુલામીના વિદારી ઘોર અન્ધારાં અકારાં-
અમર હો-મુક્તિ કેરી જ્યોતને ઝળકાવનારા!

[ ૨ ]

# મોટાની પોલ્યુ લ્યા ખોલમાં

[ ફેડરલ અદાલતના વરિષ્ઠ ન્યાયમૂર્તિ સર મોરિસ ગ્વાયરે ચુકાદો આપ્યોઃ હિંદ સંરક્ષણુ ધારાની ૨૬ મી કલમ ગેરકાયદે છે.

એ જ કલમની રૂએ, આઠ હજારથી યે વધુ મહાસભાવાદીઓ આજે કારાવાસ ભોગવી રહ્યા છે.

મહાત્માજી, રાષ્ટ્રપતિ મૌલાના અબુલ કલામ આઝાદ, પંડિત જવાહરલાલજી વગેરે વિભૂતિઓ પણુ, એજ ગેરકાયદે કલમની શિકાર બની છે.

પત્નીના જીવનની છેલ્લી ઘડીઓના, મૌલાના સાહેબ સાક્ષી ન બની શકયા......

મહાત્માજીના લાડીલા મહાદેવભાઈ કારાવાસમાં જ પરલોકવાસી થયા......

અને પોતાના સંતાનોને માથે, આવી આવી તો સેંકડો નાનીમોટી યાતનાઓને ઝીંકાતી, ભારતમાતાએ, આ ૨૬ મી કલમના અમલ દરમ્યાન જોઈ.]

[ ગાણું અધૂરું મેલ્ય મા ' લ્યા વાલ્યમા, ગાણું અધૂરું મેલ્ય મા–! એ શ્રી ઉમાશંકરના ગીતનો ઢાળ ]

મોટાની પોલ્યું ' લ્યા ખોલ્ય મા, ગવારિયા,[1]
મોટાની પોલ્યું ' લ્યા ખોલ્ય મા !
હૈયે આયેલું બધું બોલ્ય મા, ગવારિયા !
હૈયે આયેલું બધું બોલ્ય મા !



---

૧. સર મોરિસ ગ્વાયર

ડા'પણના દરિયા છે દલ્લીના લાટ સૌ:
નાહકનું ડા'પણ 'લ્યા ડોળ્ય મા! ગવારિયા!
મોટાની પોલ્યું 'લ્યા ખોલ્ય મા!

❦

રાજનીતિ કેરી રમતું ઊંચેરી:
( તેને ) કાનૂની ત્રાજવે 'લ્યા તોળ્ય મા, ગવારિયા!
મોટાની પોલ્યું તું ખોલ્ય મા!

❦

નિયા[1]ને અનિયા[2]ની વાતુમાં, વેદિયા,
સૂતા સાવજને ઢંઢોળ્ય મા! ગવારિયા!
મોટાની પોલ્યું 'લ્યા ખોલ્ય મા!

❦

રેતીને પીલ મા, ઝાંઝવાને ઝીલ મા,
પાડા ઉપર પાણી ઢોળ્ય મા! ગવારિયા!
મોટાની પોલ્યું 'લ્યા ખોલ્ય મા!

❦

વંઝાના સુતને, જીવતાં તાબુતને,
સસલાંના સીંગડાને ખોળ્ય મા! ગવારિયા!
મોટાની પોલ્યું 'લ્યા ખોલ્ય મા!

❦

દલ્લી ડોલાવવામાં ગાંધી ક્યાં કમ છે:
( કે ) તુંયે ભળ્યો 'લ્યા ભાંગફોડમાં! ગવારિયા!
મોટાની પોલ્યું 'લ્યા ખોલ્ય મા!

❦

---

૧. ન્યાય. ૨. અન્યાય.

ગાણું જોડાશે, ભૂંડાં, તારી અવળાઈના
સીમલા ને લંડનની પોળ્યમાં, ગવારિયા!
મોટાની પોલ્યું 'લ્યા ખોલ્ય મા!

ઘરનો થઈને ઘોર ખોદે 'લ્યા ઘરનાં,
ફેર શું તારામાં ને ઝોડયમાં, ગવારિયા,
મોટાની પોલ્યું 'લ્યા ખોલ મા!

છતરપતિયુંની શીળી છાંયડીને છાંડીને
ભરાણો 'લ્યા સાચાઈની સોડમાં! ગવારિયા!
મોટાની પોલ્યું 'લ્યા ખોલ્ય મા!

નિયા ને અનિયા તારો કોરે રહી જાશે,
(આં તો) હિંદ આખું છે 'લ્યા હોડમાં! ગવારિયા!
મોટાની પોલ્યું તું ખોલ્ય મા!

ફાટેલ આભને 'લ્યા ટેભા તું લે મા,
ચમચેથી સાગર ઘમરોળ મા! ગવારિયા,
મોટાની પોલ્યું 'લ્યા ખોલ્ય મા!

પદમણી પાસે 'લ્યા નોરાં[1] કેં કામનાં:
શંખણી સંગાથે માથું ફોડય મા! ગવારિયા!
મોટાની પોલ્યું 'લ્યા ખોલ્ય મા!

---

૧. નખરાં.

કાળાને કાળું ફરી રંગવાને કાજે
   ડામરમાં પીંછી ‘લ્યા બોળ્ય મા! ગવારિયા!
   મોટાની પોલ્યું ‘લ્યા ખોલ મા!

❦

વૈશંપાયનનો વહાલો પોલ જાણે વિશ્વની
   નાહક નું લીમડો ‘લ્યા બોળ્ય મા, ગવારિયા,
   મોટાની પોલ્યું ‘લ્યા ખોલ્ય મા!

❦

[ ૩ ]

## બાર રે મહિના વીરા રહી જજો!

( હિંદી સરકારના ગૃહમંત્રી સર રેજિનૉલ્ડ મેક્સવેલની સેવાની મુદ્દતમાં એક વરસનો વધારો થયો છે એવા શુભ સમાચાર પાઠવતી વખતે ચર્ચિલે કરેલું ગુંજન )

**મોર જાજે ઉગમણે દેશ**
**મોર જાજે આથમણે દેશ!**
**વળતો જાજે વેવાયુને માંડવે માણારાજ !**

**એ લગ્નગીતનો ઢાળ**



જોયું મેં તો આથમણો દેશ,
જોયું મેં તો ઊગમણો દેશ,
રતન તું સરખું રેજિ* ના જોયું, માણારાજ !
હિંદભૂમિ જાંતીતી પાતાળ :
હિંદભૂમિ જાતી રસાતાળ !
તારી રે ભુજાએ એને થોભવી, માણારાજ !
કાંગ્રેસ કેરો વધ્યો'તો ઉત્પાત
ગાંધીકેરો વધ્યો'તો ઉત્પાત:
તારે રે પરતાપે મંગળ વરતિયાં, માણારાજ !

વીરા તારી સેવા છે અપાર,
વીરા, તારી સેવા છે અપાર,
ચાલીશ કોટિની લાહ્યું ઓલવી, માણુરાજ!
ભારત જેવો દુર્ભાગી દેશ,
ભારત જેવો બડભાગી દેશ!
પળ રે, તારા વણ, ચાલે નહિ, માણુરાજ!
વીરા, તારા લોખંડી હાથ,
વીરા, તારા પોલાદી હાથ!
વજ્જરનો વાસ તારે કાળજે માણુરાજ!
વીરા આપણીઅણીની આ વેળ,
વીરા આપણી કપરી આ વેળ
વજ્જરને હૈયે આપણે વરતવાં, માણુરાજ!
હિંદ તો છે આપણો શણગાર!
હિંદ વીરા. આપણો આધાર!
જતનથી એને, વીરા, જાળવો, માણુરાજ!
હશે તમને વતનની પ્રીત,
હશે તમને બ્રિટનની પ્રીત:
જોવા રે ઝૂરતા હશો એના ઝાડવાં, માણુરાજ!
તોય વીરા, માગું બાર માસ,
તમ કને માગું બાર માસ,
બાર રે મહિના હિંદમાં રહી જજો, માણુરાજ!
શસ્રોમાં સાવજનો ન્હોર:
વાયુ માંહિ જેવો વંટોળ:
વડવા અગ્નિ જેવો આગમાં, માણુરાજ!

૨૫૪૯૩



વિ હં ગો માં જે વો બા જ,
આયુધોમાં રણરથનો સાજ,
શાહીરે વણઝારે તેવા શોભતા, માણારાજ !

ગાંધી ખેલે ખટપટના ખેલ,
ગાંધી ખેલે નટખટના ખેલ,
વારે ને તહેવારે માંડે ત્રાગાં, માણારાજ !

તમે વીરા, રહેજો સાવધાન,
રખે વીરા, ભૂલતા જો ભાન,
બાર મહિના જેમ તેમ કાઢજો, માણારાજ !

ઝીણા છે ને, છે ભીમરાવ,
વિચારીને નાખવો દાવ,
સેંકડો મુગટવંતાં માથડાં, માણારાજ !

વીરા, તમે ચતુર સુજાણ,
તમે વીરા, અનુભવની ખાણ,
સંકટ સમયે સાંકળ ખેંચવી, માણારાજ !

*રેજિનાલ્ડ મેકસવેલ

[ ૪ ]

## પાલવડો મેલો !

બ્રિટનિયા :

બ્રિટનિયા :

પાલવડો મારો મેલો મોહનજી મારગડે મને જાવા દો :
પછીથી આપીશું મુક્તિ તમારી યુદ્ધ અમારૂં થાવા દો !

ગાંધીજી :

ગોરી બ્રિટનિયા, તને ઓળખું વાણી તારી ધુતારી છે;
ભોળાં ઉર અમ હિંદીઓનાં, તું તો કામણગારી છે !
વચન દઇને વાર વાર તેં છટકબારી સંભારી છે :
ક્ષણ ક્ષણ પળ પળ ફરવું એ શું રીત તમારી સારી છે !

બ્રિટનિયા :

તમે મોહનજી સંત થઇને કુડાં આળ ચડાવો છો !
ગાલ તમાચો મારી કરીને કડવાં વેણ કઢાવો છો !
નથી ધુતારી કામણગારી—નાહક ખાંડજ ખાઓ છો :
કાલા થઈ ધીમે કો' છો, પણ દુનિયાને સંભળાવો છો !

ગાંધીજી:

વાહ બ્રિટાનિયા, રીત તમારી—ગળે પડંતા આવો છો!
શરમાવા જેવું તમને પણ તમે મને શરમાવો છો!
ભીડ પડયે તમ પર, અમ સૌને આંસુથી નવડાવો છો!
ગર્જ સરી—પછી લાંબી કસથી ભારતને ખવડાવો છો!

ø

બ્રિટનિયા:

અરે મોહનજી, આ શું બોલ્યા! ભુલ તમારી ભારે છે:
ભારતનું કલ્યાણ—એ એક જ લગની અંતર મારે છે!
સાચું કહું છું—સમ તમારા: મોત શિરે પડકારે છે!
હિંદહિતની ચિંતા મુજને થાતી સાંજ સવારે છે!

ø

ગાંધીજી:

ગોરી, ગુલાબી વાત તમારી: ભાષાથી ભરમાવો છો,
શબ્દતણા સંગ્રામે જગ આખાને પાણી ભરાવો છો!
પણ ભાષાથી ભુખ ટળે ના, નાહક વાણી વહાવો છો;
શીઘ્ર દાણ દો આઝાદીનું, જો સંગાથ જ ચાહો છો!

ø

બ્રિટનિયા:

અરે મોહનજી તમ મનમાં આ શંકા કોણે વાવી છે?—
પ્રીત આપણી નિરખી કોકની આંખો ઉઠી આવી છે!
વચન દીધાં તે પાળીશ સૌયે—પણ શું ખીચડી ખાવી છે!
મુજ સમ સાચાબોલી, સંતજી, નથી થઈ, નથી થાવી છે!

ø

ગાંધીજી :

સાચાંબોલાં હશો સલુણી, પણ પરચો હજુ બાકી છે:
પહેલાં યુદ્ધની વાતો મેં સૌ રૂદિયાશું જડી રાખી છે!
તમ ખાતર શોણિત વહાવ્યાં તેનો સુરજ સાખી છે:
ને જગ આખું જાણે છે તેં માનવતા શી દાખી છે!



બ્રિટનિયા :

અરે મોહનજી, લાખ વાર મેં એ બધી વાતો જાણી છે:
ભુલ નથી કરતું કો! માણસ આખર નબળું પ્રાણી છે!
કાનુન કાળા હશે........પરંતુ, જો તું સાચો દાણી છે,
વીસરવા જેવી એ આખી અમૃતસરની કા'ણી છે!



ગાંધીજી :

વીસરવા માગું ગોરી, પણ તારા ચટકાં ચાલુ છે:
વરસ નથી દીઠું એવું જે તુજ રંગે રઢિયાળું છે!
મોંઘું પડે જે દિન દિન એવું માનિનિ, તમ રખવાળું છે:
આભ—ભરન્તી વાત કરો, પણ દાળ મંહિ કંઈ કાળું છે!



બ્રિટનિયા :

વા રે વટ તમારો, ચટ દઈ વાંક સહાય બતાવો છો:
પણ નિજ બાન્ધવજનના દોષો દાખવતાં અચકાવો છો!
હું ગોરીના ધુમ્મ વગોણે આલમ આખી ગજાવો છો!
પણ છે લાખ તડો તમ દેશે—તે કે'તાં શરમાવો છો!



ગાંધીજી :

ગોરી બ્રિટનીઆ, ફરી ફરી આખર ઠેકાણે તું આવી છે:
લાખ તડોને બ્હાને, તરુણી, તે આ ધરતી બથાવી છે!
બંધન મજબુત કરવા તેં આ બાજી મજાની બનાવી છે:
જગની પાસે તારે તારા ગુણુની ગાથા ગાવી છે!



બ્રિટનિયા :

મારી મોહનજી, વાત ન માનો, તો પુછો જઈ ઝીણાને:
પાકિસ્તાન વિના નવ જંપે: ચહે ન અમૃત—પીણાને!
હિંદુ–મુસ્લિમો સાથે રહે—જાપાન નમે જો ચીનાને!
તબલાં સાથે તાલ ન રાખે શું કરવી એ વીણાને!



ગાંધીજી :

ફરીને આવી વાતો ગોરી, ઝેર — વેલડી વાવી છે:
એક માતના જાયા વચ્ચે તમે જુદાઈ પડાવી છે!
તમે સિધાવો–એ એકજ અમ અકથની ગોરખ ચાવી છે:
સૌ કોમો અહિં પ્રીતથી રહેશે–નિત અહિં રે'તી આવી છે!



હિંદુ હશે કે હશે મુસલમાં, સૌને ભારત પ્યારો છે:
ખ્રીસ્તી, પારસી, સીખ બધા યે સરખા વારસદારો છે!
ભેગાં રે'તાં ભાણું ખખડે એજ સનાતન ધારો છે:
ઘડી ઝગડશે, લડશે, આખર સંપ્યા વણુ ક્યાં આરો છે!



વૈશંપાયન :

માનવકુળના મુકુટમણિ ક્યાં મોહનજી ભારતધારી!
ક્યાં કૌટિલ્યતણી નીતિની પ્રતિમા શી જગ–ધુતારી!
ત્રિલોકને તરભેટે મળિયાં — ચગી ગઇ ચર્ચા ભારી:
વૈશંપાયન જઇ ટપકયો ત્યાં—ને દીઠી આ બલિહારી!

[ ૫ ]

# અખિલ આ હિંદમાં એક તું ચર્ચિલા,
# જૂજવે રૂપે અનંત ભાસે !

❦ ❦ ❦

**અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ**
**જૂજવે રૂપે અનંત ભાસે–એ ઢાળ**

( ઝૂલણા )

અખિલ આ હિંદમાં એક તું ચર્ચિલા, જૂજવે રૂપે અનંત ભાસે:
રાજનો તાજ તું, તાજનું તખ્ત તું, તખ્તના સખ્ત પાયે પ્રકાશે !

❦

દલ્લીમાં દેવ તું, સીમલે શેઠ તું, ગામ ને સીમમાં વાસ તારો !
પ્રાંતનો પ્રાણ તું, જાન જીલ્લા તણો, તાલુકે ત્હેસિલે દાસ તારો !

❦

તું જ વાઇસરોય બની વટહુકમ છોડતો, ગોફણેથી છુટે જેમ ગોળી:
તું જ પોલીસના વેષમાં સજ્જ થૈ ખેલવે કાનૂની કાઠ ઘોડી !

❦

તું જ આક્ષેપ કરે, તું જ પકડે, અને તું જ પૂરે લઈ જઈ તુરંગે !
તું જ ન્યાયાસને બેસી ગંભીર થૈ ટીપ ઠોકે સહુને ઉમંગે !

❦

તું ચલાવે કુગાવો બધે ને પછી તુંજ અંકુશ ઊભા કરે છે!
તુંથી છે મોંઘવારી–સવારી અને તુંથી આ માપબંધી સરે છે!
લીગમાં તું ઝીણા, લીગ ઝીણામંહિ, ઉર આંબેડને તું વસંતો:
અછુત તું, છુત તું, ભેદનો ભૂત તું, અકળ મહાતૂત થૈ તું વસંતો!



મુત્સદ્દીમંડળી કેરી મ્હેફિલ મંહિ રંગમાં આવીને તું રમંતો!
અન્નપુરણા–રૂઠયા બંગના અંગમાં ભાળું ચોગરદમે તું ભમંતો!



પીપળો આ ખડો–મૂળમાંથી સડો–હિંદી સરકારનું નામ ધારી;
તે તણું નાનું શું પાંદડું ના હલે ચર્ચિલા, વણ અનુજ્ઞાએ તારી!



વિશ્વ–આઝાદી તું, વિશ્વ–ગુલામી તું, તુંજ મુક્તિ અને તુંજ બંધન!
બેડી તું, માળ તું, સિંહ–શિયાળ તું, તુંજ છો હાસ્ય ને તુંજ ક્રંદન!



ત્રાસવાદી તણે કર પડયા બોમ્બ: તે બોમ્બને બિમ્બ પ્રતિબિંબ તારૂં,
બંડ તું, ફંડ તું, તું દમન ને વળી ગંધ આન્દોલને તારી ભાળું!



દેશી રાજ્યો તણી દુર્વ્યવસ્થા મંહિ તાહરૂં છે વ્યવસ્થિત સુયોજન!
મીર, ને જામ, નિઝામ, રાણા–બધા છે સહુ તાહરાં ટંક ભોજન!



યુદ્ધની નેમ તું, શાંતિનો વ્હેમ તું, આમ ઘડી ને ઘડી તેમ બોલે!
નર્તતી અટપટી, તારી લીલા–નટી વૈશંપાયન તેનો ઘુંઘટ ખોલે!

[ ૬ ]

## છેલ્લી શિખામણ

[ ચાલીશ કોટિ હિંદી પ્રજાજનોનો 'ચાર્જ' વિધિપુરઃસર વેવલને સોંપ્યા પછી, વિદાયની છેલ્લી પળે, લોર્ડ લિન્લિથ્ગોએ, વેવલને ખુણે લઈ જઈને આટલી શિખામણ નહિ આપી હોય ? ]

**જામ છે, જામ છે, જામ છે,**
**મારૂં નામ નવાનગરનો જામ છે.**
**—એ ઢાળ**

આમ છે, આમ છે, આમ છે, રે
મારી છેલ્લી શિખામણ આમ છે !

ચાલતું હોય એમ ચાલવા દેવું બધે:
આપણું તો કેવળ નામ છે રે !
મારી છેલ્લી શિખામણ આમ છે !

વ્હેમ જેવું હોય ત્યાં પૂછવું મેકસ્વેલને
એની કને કિમિયા તમામ છે રે !
મારી છેલ્લી શિખામણ આમ છે !

ધોળાં ટોપાંને રસ્તે દીઠાં નો મેલવાં
આફતના એજ બધાં ધામ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

વા'નો યે વિશવાસ વીરા, નો રાખવો
આ મલક નગરો બે-લગામ છે રે!
મારી છેલ્લી શિખામણ આ છે!

કોંગ્રેસને ઓછાયે ઊતરવું ના કહિ–
(જો) સાજા રાખવા હાડચામ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

તેમાંયે ગાંધીથી જાળવીને હાલવું:
(એને) આઘેથી કરવા પ્રણામ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

નવું કંઈ થાયે 'ને ના સમજાય ત્યારે
માનવું વટહુકમનું કામ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

ચટ દઈને ચાર પાંચ સામટાજ ઠોકવા:
શાહી 'ને કાગળના શા દામ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

બોલ બોલ કરવામાં ઝાઝો હ્યાં સાર નૈં
મૌન સર્વ શાંતિનું ધામ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

ૐ

બ્રિટનની સાથે છે નિતના પનારા
હ્યાં તો ચાર દિ'નો મુકામ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

ૐ

ખાધું ને પીધું તે સંગાથે આવશે—
બાકી તો રામનું નામ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

ૐ

અદકેરાં માન દેવાં ગોરા સિવિલ્યનોને:
હ્યાં તો એ જમના યે જમ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

ૐ

રાજા રજવાડાઉંમાં હળી મળી હાલવું:
સંઘરેલા સાપનું યે કામ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

ૐ

આટલું કરશો તો વીરા, ઘી કેળાં પામશો:
વૈશંપાયનના કલામ છે રે!
મારી છેલ્લી શિખામણ આમ છે!

[ ૭ ]

## વેવલ વધાવા...

મારે સોના સરિખો સૂરજ ઉગિયો:
હું તો વેવલ વધાવા તૈયાર—
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!
મેં તો થાળ ભર્યો સગ મોતીએ
મારા હરખતણો નહિ પાર—
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!

આવે રણુ રે જીતીને રણબંકડો;
હજી જીતશે ભારતકેરી ભોમ—
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!
એને તેજે ઝંખાયા નવલખ તારલા,
વળી ઝંખાયા સૂરજ ને સોમ!
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!

એણે રોમેલ જેવાને રણે રોળિયો:
ઘોળાં ટોપાં વાળાના શા ભાર?
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!

એની હાકે ઝરમરિયા હૈયાં હડબડે:
શૂરો સાવજકેરો અવતાર!
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!

એની વીરતાને કઈ પેરે વરણવું,
જેને તલવારૂં કેરી ટેક:
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!
મેં તો હાકેમ હઝારો દીઠલા—
એના જેવો ન જોયો એક!
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!

એને વાતું સંગાથે ન્હોયે પ્રીતડી:
મોહ વદી! કેના એને ન્હોય—
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!
એને મુત્સદ્દીગીરીની માયા નહિ:
એક ઘા ને બે કટકા હોય—
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!

એ તો ચર્ચિલ-એમેરી કેરો લાડિલો
શાહીવાદ કેરો શણગાર!
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!
એ તો મોગલ સિંહાસન સોહાવશે:
બનશે હિંદના હૈયાં કેરો હાર!
મારે સોના સરિખો સૂરજ ઉગિયો!

## [ ૮ ]

## મા બહુચરી

કલિયુગશક્તિ તુજને નમું મા બહુચરી, નવ ગજના નમસ્કાર!
દેશ આખામાં તું વિસ્તરી મા બહુચરી, ને વરત્યો છે હાહાકાર!
દિલ્લીના દુર્ગથી તું નીસરી મા બહુચરી, સીમલે તારો વાસ:
પ્રાંતે પ્રાંતે તારાં પગલાં, મા બહુચરી, ઠેરઠેર તારો પાશ!
હિમગિરિથી લંકા લગી, મા બહુચરી, હિંગલાજથી બંગાલ:
દેશ ફરતી તેં બાંધી, મા બહુચરી, પ્રાણ-રૂંધંતી પાળ!
ચાલીશ કોટિ માનવો, મા બહુચરી, સોપે તારો પરભાવ:
એકકે નથી એમાં એવો મા બહુચરી, પડે ન જ્યાં તારો ઘાવ!
તારી વાણી તે કાયદો મા બહુચરી, એ પર નથી અપીલ!
ન્યાયાધીશો તને નમતા, મા બહુચરી, વકીલો ના કરતા દલીલ!
સહસ્ર-ભુજાઓ શોભતી, મા બહુચરી, ભુજાએ ભુજાએ આયુધ:
આયુધે આયુધે તીક્ષ્ણતા વસી, મા બહુચરી, વીસરાવે શુધ બુધ!
જડ ને ચેતન હિંદી સૃષ્ટિ, મા બહુચરી, સૌ પે વરતે તારી આણ:
નરનાર ને પશુપંખી, મા બહુચરી, સૌને છે તારી જાણ!
કાપડને વારે વારે વિસ્તરી, મા બહુચરી, અનાજને કણ કણ:
જંગલને ઝાડે ઝાડે મા બહુચરી, ઘાસ કેરે તૃણે તૃણ!

દિવસે તારા દેખાડતી, મા બહુચરી, અમાસ રાતે અંજવાશ!
ઉડતાં પંખીને તું પાડતી મા બહુચરી, પશુને ઉડાડે આકાશ!
અડધેરે વેણુલે તારે, મા બહુચરી, આથમણો ઉગે ભાણુ,
તોરમાં આવીને તું ધારે, મા બહુચરી, તો રંકને બનાવે રાણુ!
તારી કલમું કેરાં કામણે, મા બહુચરી, કંચન થાતાં કથીર!
તારી જુગતાઈ કેરાં જાદુએ, મા બહુચરી, પત્થર પૂજાતા થઈ પીર!
ગાંધીજી જેવાને પૂરિયા, મા બહુચરી, પૂર્યા નેહરૂ ને આઝાદ:
સામે થિઆ કે સંહારિયા, મા બહુચરી, બોલ્યો કે થિઓ બરબાદ!
પોલાદી પંજો તારો પડે, મા બહુચરી, મુંગા બને વાચાળ!
પંગુને પર્વત લંઘાવતી, મા બહુચરી, વૃદ્ધને બનાવતી બાળ!
ફરફર ફુદરડી ફરતી, મા બહુચરી, ફેંકતી તારો પાશ—
ડગલે ને પગલે તું કરતી, મા બહુચરી, ન્યાય તણો ઉપહાસ!
જોયું તેવું મેં તો ગાયું મા બહુચરી, રખે ચડાવે આળ—
વૈશંપાયન તને વીનવે મા બહુચરી, રખે ઉપાડે અંતરિયાળ!

૧ બહુચરી=બહુ સ્થાને ફરનારી=સર્વવ્યાપક! વાઈસરોયના મુખમાંથી સરતી વટહુકમો રૂપી વાણીની 'બહુચરતા' જોતાં, એને કળિયુગની 'બહુચરી' શા માટે ન કહી શકાય?

[ ૯ ]

## ગોરાજી ઘરમાં ઘૂમે છે!

[રમે તેવતેવડી જોગમાયા રે મા–અંબાજી ગરબે ઘૂમે છે–એ રાગ]

ધરા ધ્રૂજી ને આસમાન ફાટયાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
તેજ હાર્યાં ને અંધાર ખાટયાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

સુકી સરિતા ને ડુંગરો ડોલ્યા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
મુંગી કોયલો ને ઘુવડો બોલ્યાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

ઓગણુપચાશે વાયરા વછુટયા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
આયુ આઝાદી કેરાં ખુટયાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

ચાંદો–સુરજ સંગાથે ઓલવાયા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
નવલખ તારલાના કોડિયાં બુઝાયાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

સદા–હસતી અન્નપૂરણા રૂઠી રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
આળસ મરડીને યાતનાઓ ઉઠી રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

કેવાં વ્હાણુલાં વિનાશ કેરા વાયાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
ધાવણુ ધરતી કેરાં સુકાયાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

અખેપાત્ર આજ અન્નકેરૂં કોરૂં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
મરે માવડી ને ટળવળતાં છોરૂ રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

ઉડે દલ્લી ને સિમલામાં ખાણાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
ખાલી ખેડુ મજુર કેરાં ભાણાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

નોકરશાહીના નાથ ચડયા રંગે રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
પડયા ગાંધી–જવાહર તુરંગે રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

ચગ્યો ચર્ચિલ ને ઉડતો એમેરી રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
ફરે કુહડી લિન્લિથ્ગો લ્હેરી રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

ઓદ્યો ઘાલે ઘુમરીયું વેવલ રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
કાતું મેલીને કલમું સેવલ રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

મટકાં મારે મેકસવેલ ને ભરે ફાળું રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
મલક આખાનું કરે કોટવાળું રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

કથીર કુડાં ફરંત થઈ હેમ રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
ઘુમે જોગન્દરસિંહ આમતેમ રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!

ઓલ્યા ખરે તે નીવડયા ખોટા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
ઠાલા ઠાલા કરે હાકોટા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!



ભોળા ભણશાળીએ ભુખ્યું ખેંચી રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
મ્હોરી આફ્ત નીરાંતને વેંચી રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!



દુઃખ દેખીને અણે નાઠા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
એને લંકામાં શેરડીના સાંઠા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!



જેની મૂછોએ લીંબુ લટકતાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
સદા લંડન ને સીમલા સટકતા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
જેના પોરસના ન્હોતા સીમાડા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
જેણે લીધા'તા રાત દિ' ઉપાડા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
એવા રામ ને જામ કેરી જોડલી રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
એની ટારડી થઈ ગઈ ઘોડલી રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!



ચડી અંકાશે કરતા વાતું રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
એનું નામે ય નથી સંભળાતું રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!



યુદ્ધ આધું ને મોત થ્યાં ઢુકડાં રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!
જાણે બોલે પ્રલય કેરા કુકડા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે!



બારે માસ ‘વધુ વાવો’ના હોકારા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે !
તોય આખરે આ કાળના ચોટારા રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે !



ક્યાં ઠાલવવી દિલની વરાળું રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે !
વિશ્વ આખું દિસે કાળું કાળું રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે !



થોડું લખ્યું તે ઝાઝું કરી લેજો રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે !
વૈશંપાયનના રૂદિયામાં રહેજો રે મા–ગોરાજી ઘરમાં ઘૂમે છે !



[ ૧૦ ]

## જ ય... ધો ળ કા મા તા !

જય ધોળકા માતા, મા, જય ધોળકા માતા !
પ્રગટયા જગતજનોને દેવા સુખશાતા !
જય, ધોળકા માતા !

પડવે પત્થર રૂપ નીરખ્યાં તમ પગલાં,
મા, નિરખ્યાં તમ પગલાં !
માનવ–નદી–કિનારે, ઊભાં થઈ બગલા !
જય ધોળકા માતા !

બીજે દબાવ્યા મચ્છ, આવ્યા જે ચાંચે,
મા, આવ્યા જે ચાંચે,
જગહિત કેરા મંત્રો ભણી ગળીઆં સાચે !
જય, ધોળકા માતા !

ત્રીજે તાપ અપાર, વધિયો છે તારો,
મા, વધિયો છે તારો,
પરહરી બગલાનું રૂપ, સિંહપણું ધારો !
જય, ધોળકા માતા !

**ચોથે** ચહુદિશમાં ય તારી ફે ફાટે !
મા, તારી ફે ફાટે !
હડફ કરંતી હીંડે, વાટે ને ઘાટે !
જય, ધોળકા માતા !

**પાંચમે** પૃથ્વીમાંહ્ય તમ ત્રાસે થાકી,
મા, તમ ત્રાસે થાકી,
સંતો સર્વ વિચારે (તને) કાઢવી શેં હાંકી–
જય, ધોળકા માતા !

**છઠ્ઠે** છાની આગ પ્રગટ રૂપે સળગી,
મા, પ્ર ગ ટ રૂ પે સ ળ ગી !
સૌ તુજ પાછળ પડિયા, લઈ ધોકા ધડકી !
જય, ધોળકા માતા !

**સાતમ** સત્ય સ્વરૂપ સંતમણિ ગરજ્યા,
મા, સંતમણિ ગરજ્યા,
એની કેસરી હાકે જાગી બધી પરજ્યા !
જય, ધોળકા માતા !

**અષ્ટમી** અતિ વિખ્યાત હડબડી તું હાલી !
મા, હડબડી તું હાલી !
સૂર્યોદય પહેલાં તે સંત લીધા ઝાલી !
જય, ધોળકા માતા !

**નવમી** ન્હોર કરાળ, તારા વીંઝાયા
મા, તારા વીંઝાયા,
દમનતણા ખપ્પર મા, તારા છલકાયા !
જય, ધોળકા માતા !

દશમે દે- દેકાર દેશમાંહિ બોલ્યા,
મા, દેશ મંહિ બોલ્યા!
મહાપ્રલયનાં દ્વારો પ્રભુજીએ ખોલ્યા,
જય, ધોળકા માતા!

એકાદશી અપવાસ, બાપુના ચાલ્યા,
મા, બાપુના ચાલ્યા!
તારા પેટ તણાં મા, પાણી નવ હાલ્યાં!
જય, ધોળકા માતા!

બારસ બણુગાં બહુ કુંકિયાં જનહિતના,
મા, કુંકિયા જનહિતના:
દીવા નીચે અંધારૂં, તુજ નિયમ નિતના!
જય, ધોળકા માતા!

તેરસ તાતાં તીર વટહુકમો છોડયા,
મા, વટહુકમો છોડયા,
સદીઓના રેકાર્ડો, પલક મહિં તોડયા!
જય ધોળકા માતા!

ચૌદશ ચારેકોર અંધારૂં અંગે,
મા, અંધારૂં અંગે,
અક્ષયપાત્ર સુકાયાં, અવળી વહી ગંગે!
જય, ધોળકા માતા!

અમાસ બારેમાસ, જ્યાં તારી છાયા,
મા, જ્યાં તારી છાયા,
ક્યાં જઈ કાઢે વરાળ, ધરતીના જાયા!
જય, ધોળકા માતા!

પુનેમ પુરણુ ચંદ, પ્રકાશશે ત્યારે,
મા, પ્રકાશશે ત્યારે,
સ્વાધીનતાને પુણ્યે પાપ જશે જ્યારે !
જય, ધોળકા માતા !
ગાંધી–નહેરૂ–આઝાદ મુક્ત થઈ મ્હાલે
મા, મુક્ત થઇ મ્હાલે,
ઉન્નતશિર મૈયા, મા, ત્યારે અમ ચાલે !
જય, ધોળકા માતા !
પંદર તિથિ પાવંન, મહિમા છે ગાયો,
મા, મહિમા છે ગાયો,
મૂરખ મન મશ્કરી, પણ સમજી જશે ડાહ્યો:
જય ધોળકા માતા !
આરતી આ અદ્દભુત, ધોળકાની ગાશે :
મા, ધોળકાની ગાશે !
વેશંપાયન—વચને, સિંધુ તરી જાશે !
જય ધોળકા માતા !

[૧૧]

## માજી, તું તો સિમલાની શેઠાણી !

**માજી તું તો પાવાની પટરાણી, ભવાની મા કાળકા રે લોલ-એ રાગ**

માજી તું તો સિમલાની શેઠાણી, દિલ્લીની મા ના ધોળકા રે લોલ
માજી તારો ડુંગરડે છે વાસ, ઉતરવાં દોહ્યલાં રે લોલ

માજી તારી વજ્જરની મ્હોલાતું, આઠે પહોર ચોકિયું ખડી રે લોલ
માજી તારા પોલાદી પ્રતિહાર, જાય એક એક પે ચડી રે લોલ

માજી તારી સાતસેં મુગટવંતા, ઉતારે આરતી રે લોલ
માજી તારે છતર ને ચામર સોહંત, શોભા શી થતી રે લોલ

માજી તને ઇલ્કાબધારી અનેક, બન્દીજન બીરદાવે રે લોલ
માજી તું મૂડીવાદી કેરી ટેક: ગુણ તારા ગવડાવે રે લોલ

માજી તારે મેકસ્વેલ જેવો વીર, કાયદાની ફેરવે ગદા રે લોલ
માજી તારા અંગના રક્ષણ કાજ, ઘુમતો એ સદારે લોલ

માજી તારે મસાણી સરખો વીર, વગાડે બુંગિયો રે લોલ
માજી તારે રેડિયો હાજરાહજુર, બજાવે ડુગડુગિયો રે લોલ

ø

માજી તારું શિર ધુણે ને સો સો, વટહુકમો સરે રે લોલ
માજી તારી કાગળ પે પડે છાપ ને, નાણાં નીસરે રે લોલ

ø

માજી તારા પ્રાક્રમનો નહિ પાર, દુશ્મન ચાંપતી રે લોલ
માજી તારા ખુલ્લાં કારાગાર, ભલે હો સતી જતી રે લોલ

ø

માજી તારે કૈસર અસુર[1] સાથ, મંડાયું જુધ ક્ારમું રે લોલ
માજી તારા સામ્રાજ્યનું એને તો, કરવું'તું બારમું રે લોલ

ø

માજી તારી ફોજું અપરંપાર, હાલિયું હડબડી રે લોલ
માજી ચડયા શીખ રજપુત ને પઠાણ, ને ગુરખા બેઠી–દડી રે લોલ

ø

માજી એની વીરતાની શી વાત, ધરતી ધણધણી રે લોલ
માજી જાણે જંબુ તે દ્વીપની તાકાત, હાલી યુરપ ભણી રે લોલ

ø

માજી કૈસરનો ઉત્પાત ત્હોયે નવ શમિયો રે લોલ
માજી એણે જોતજોતામાં ફ્રાન્સ ઝાઝેરો દમિયો રે લોલ

ø

---

૧ વિલિયમ કૈઝર–જર્મનીનો બાદશાહ–
આ પછીના વૃત્તાંતમાં પહેલાં વિશ્વયુદ્ધનો (૧૯૧૪–૧૮)–
ઉલ્લેખ છે.

માજી પેરિસ પડું પડું થાય, સલ્તનત તુટી તુટી રે લોલ
માજી એવે સાબરનો સાજન,[1] લાવ્યો જડીબુટી રે લોલ

માજી એને હાકોટે આખું હિંદ, જાગ્યું હડબડી રે લોલ
"જાગો, ઊઠો, ઓ ભારત બાળ, બ્રિટનપે આફત પડી રે લોલ
વાગ્યું કેસરીયા કરવાનું સુમંગળ ટાણું લું રે લોલ
ના'વે ફરી ફરી જીંદગીમાંહે, અમોલું આવું ટાણલું રે લોલ

માજી એણે માનવહિતને કાજ, અહિંસાવ્રત મેલિયું રે લોલ
માજી એના અંતરમાં અમૃતની ઊઠે હેલિયું રે લોલ

માજી એના પરતાપે જયડંકો કે તાહરો વાગિયો રે લોલ
માજી ઝરમરની[2] ફોજું હારીને, કેસર ભાગિયો રે લોલ

માજી ત્યાં તો થઈને તું તુષમાન, કે બોલી હેતથી રે લોલ
"માગ માગ સાબરના સાજન, કે માગી લે મન મુકી રે લોલ
માગ માગ જર ને જમીન જાગીર, કે માગ રૂડા ઈલકાબો રે લોલ
માગ માગ સંપત કે સરપાવ કે ઉંચા અસ્બાબો રે લોલ
માગ માગ કાઉન્સિલના હોદ્દા કે લંડનની લાટ–ગીરી રે લોલ
માગ માગ પૃથ્વીની પટલાઇ કે, પ્રાંતની સુબાગીરી રે લોલ"

માજી મીઠું મરકલડું કરી, એ તો વળતાં બોલિયો રે લોલ
"માજી મારે સુબાગીરીનું શું કામ, જાણ્યો મને ભોળિયો રે લોલ
માજી મને જર ને જમીન જાગીર, કશું નથી ખપતું રે લોલ
માજી એવી આળ અને પંપાળનું સેવ્યું નથી સપનું રે લોલ

---

૧ સાબરમતીનો સંત—પૂ. મહાત્મા ગાંધીજી. ૨ ઝરમર=જર્મની

માજી માગું હું એક વરદાન, દુષમાન જો થયાં રે લોલ
માજી મારે અંતર લગની એક, યુગથી જાગતી રે લોલ

માજી મારૂં હિંદ કરો આઝાદ–, ને નિજધામે સંચરો રે લોલ
માજી મારે અંતર એકજ નાદ, કામના પૂરી કરો રે લોલ"

"ફૂટ ફૂટ સાબરના સાજન કે આવું શું માગિયું રે લોલ
તારી માગણીનું તાતું તીર, કાળજડે વાગિયું રે લોલ
આવો ઘોર કર્યો અપરાધ, નાખું તને તુરંગમાં રે લોલ
ઘડું નવી બેડિયું હિંદ કાજ, પડયો ભંગ રંગમાં રે લોલ"

માજી તારા ક્રોધ તણો નહિ પાર, તેં કોરડા વીંઝિયા રે લોલ
માજી તારૂં દેખીને રૂપ વિકરાળ, જગજ્જન સીઝિયા રે લોલ

માજી તારી ગત્યું અપરંપાર, બ્રહ્માજી નવ જાણુતા રે લોલ
માજી એક વૈશંપાયનના સ્વામી, તને પીછાણુતા રે લોલ

[૧૨]

## ઝળુંબિયો

ગરવાને ગાળે રે ફૂખડિયો ઝળુંબિયો—એ રાગ

( દુહા )

એ....ય સૂરજ ઠરે, ચાંદો તપે, ને નવ લખ જ્યોતું ઓલવાય;
ને પર્વત પાંખાળા થાય, તોય એમરી આડો મટે નહિ!

એમેરી આડો મટે નહિ, મર પલટે સૃષ્ટિનો સાથ:
(કાં જે) જે દિ' નવરો દીનોનાથ, તે દિ' એમરીને ઉપજાવીયો!

એ...જી એમરી ખાવા તું ફાવે તેમ દીધે રાખ્ય જો:
એ....જી ઇંડિયાને માથે રે એમેરી ઝળુંબિયો!
એ....જી હિન્દવાને માથે રે એમેરી ઝળુંબિયો!

જેમ ઝળુંબ્યો બંગ ઊપર દુકાળ જો!
ને જેમ ઝળુંબે સિંધ ઊપર તીડ—જાળ જો!
તેમ હિન્દવાને માથે રે એમેરી ઝળુંબિયો!

જેમ ઝળુંબે તેતર ઉપર કોઈ બાજ જો—
ને જેમ ઝળુંબે ખેતર ઉપર કુડું રાજ જો!
તેમ હિન્દવાને માથે રે એમેરી ઝળુંબિયો!

ø

જેમ ઝળુંબે મણિ–ઢગ પે ભોરિંગ જો:
ને જેમ ઝળુંબે કોઈ સતને માથે ધતિંગ જો,
તેમ હિન્દવાને માથે રે એમેરી ઝળુંબિયો!

ø

વળી જેમ ઝળુંબે તેજ માથે અંધેર જો
ને ઝળુંબે જેવો હરિણી માથે શેર જો!
તેમ હિન્દવાને માથે રે એમેરી ઝળુંબિયો!

ø

ને જેમ ઝળુંબે અંગ ઊપર જંજીર જો—
ને ઝળુંબે જેવી છાતી ઉપર શમશીર જો!
એ....મ હિન્દવાને માથે રે એમેરી ઝળુંબિયો!

ø

વળી જેમ ઝળુંબે નહેરૂને માથે જેલ જો:
ઝળુંબે જેવી નગરીને માથે રેલ જો!
હિન્દવાને માથે રે એમેરી ઝળુંબિયો!

ø

જેમ ઝળુંબે હિન્દ માથે ઓર્ડીનન્સ જો
ઝળુંબે જેવો સર્જન માથે ધ્વંસ જો!
હિન્દવાને માથે રે એમેરી ઝળુંબિયો!

ø

જેમ ઝણુંબે તરણી પર તોફાન જો :
ને ઝણુંબે જેવું કુકડી પે ઘમસાણ જો :

વળી ઝણુંબે જેવો ખીર ઉપર માર્જાર જો !
વૈશંપાયનપે ઝણુંબે કાનુન ધાર જો !
હિન્દવાને માથે તું તેરો ઝણુંબિયો

ઝણુબિયો !

[ ૧૩ ]

## કારોબારીનું હાલરડું !

ઢાળ: આભમાં ઊગેલ ચાંદલો ને જીજીબાઇને આવ્યાં બાળ:

બાળુડાંને માત હિંચોળે

ઘણણણ ડુંગરા બોલે…એ

શિવાજીના હાલરડાનો.

આભમાં ઊડે આઝાદી કેરી વાતુંના અબીલ ગુલાલ–
કોટિ ગુલામોને શોણિતસાગરે ધરતી લાલંલાલ

વ્હાલિડાને વેવલ હિંચોળે–

સિમલાના ડુંગરા ડોલે,

દિલ્હીના કાંગરા ડોલે !

વણવાદળની વીજળી જેવી ગાંધી–મુક્તિની વાત

છાપામાં વાંચી જે દિ'થી,

ઉડી એની ઊંઘ તે દિ'થી !

પહેરી ઓઢી લેજો, બાપલા મારા, ચાંદનીના દિન ચાર !
કાલે સમાધાન જો થાશે–
તમથી ઘડી હ્યાં ન રે'વાશે !

ખાઈ પી લેજો પેટ ભરીને: કોણે દીઠી છે કાલ ?
જવાહર જ્યાં નીકળ્યો મ્હારો:
તમારે સંતાવા વારો !

માણવું હોય તે માણી લેજો, મ્હાયા તેટલું પુણ્ય :
સમાધાન થયું જો બાળા,
ભરવાના છે ઉચાળા !

મોટા પગારો ને માન ને મોભા–ને રાજવી દોરદમામ :
બધું આથમશે તે દિ'
સાચા ધણી છૂટશે જે દિ !'

દોડવું હોય તેટલું દોડજો, ભલા, ગાડિયુંનો નથી પાર !
બીજા ભલે ઉભા ઠેલાતા-
બીજા ભલે ભીડે ભીંસાતા-
બારણિયે ને બારે ટીંગાતા:
બીજા ભલે અડધા થાતા !

કામને નામે આરામ આખો દિ' ને બોલવું ફાવે તેમ:
ભરવાં પગલાં ગણી ગણીને ભરાવું જેટલાં, જેમ....
રે'મ બ્રિટનની પુરી !
કેમ રે' આશ અધુરી !

ન કરે નારણ ને કાલે ઉઠીને ઉઘડે જેલના દ્વાર–
હડુડુડુ કરતા બહાર પડે ખરા હિંદ તણા હકદાર
તે દિ' તારે ભાગવું દોડી
સંભાળીને બીસ્તર દોરી!
તળે કેવી આવશે રે'લું!
કે ભાગીશ મૂકી 'વાઉચર' છેલ્લું!

ઘડી – બે ઘડી માણી લે તેથી, લાડકવાયા લાલ!
વ્હાલિડાને વેવલા હિંચોળે
સિમલાના ડુંગરા ડોલે!
રામસ્વામીને ઘુઘરા વાલા–
ફિરોઝને ભાવે મસાલા!
આંબેડને ઉંઘ ન આવે:
ગાંધીની યાદ સતાવે!
ખરે મારો સદાનો ખોટો:
આપું એને એક લખોટો!
સુલતાનને રેડિયો દેજો–
જોગન્દરને કાંઈ ન કે'જો!
દલાલના હાથમાં નેજો-
એતો મારો નવો ભાણેજો!

છાપરે ચડીને વશંપાયને દીઠો બધો આ તાલ
દેખિને હસિયો એવું:
કાળના રૂદન જેવું!

[ ૧૪ ]

## વેવલ વાદિલા !

આખા લીમડામાં એક ડાળ મીઠી રે રણછોડ રંગીલા ! એ ઢાળ

ઓલ્યા ગાંધીથી છેટો રહેજે રે વેવલ વાદિલા !
ભૂલ્યેચૂક્યે ન કોઠું દેજે રે વેવલ વાદિલા !

એની મીઠી જીભે છે જાદુ રે, વેવલ વાદિલા !
તને ખવડાવી દેશે આદુ રે, વેવલ વાદિલા !

એના હસવામાં ચૌદ લોક પાણી રે વેવલ વાદિલા !
થોડું આપે ને જાય ઝાઝું તાણી રે વેવલ વાદિલા !

તારા જેવા તો કૈંક એણે જોયા રે વેવલ વાદિલા !
પહેલાં હસિયા ને પાછળથી રોયા રે વેવલ વાદિલા !

મુઠી હાડકાનો માળો તું ભાળે રે વેવલ વાદિલા !
છતાં તેજ એનું પાપને પ્રજાળે રે વેવલ વાદિલા !

એ તો કારાગૃહે છે સારો રે વેવલ વાદિલા !
ઘાણ વાળે, જો રે' ઘડી બારો રે વેવલ વાદિલા !

એને રાજ કેરી રૂદિયામાં પ્રીતું રે વેવલ વાદિલા !
પણ જુદી એની પ્રીતિની રીતું રે વેવલ વાદિલા !

કદી એની સંગાથે ફરી વઢી રે વેવલ વાદિલા !
તારી ઉથલી જાશે સૃષ્ટિ રે વેવલ વાદિલા !

સહે માંદગી ને અપવાસ એને રે વેવલ વાદિલા !
રાખે રામ, પછી કોણ ચાખે તેને રે વેવલ વાદિલા !

તારી આંખો દેખે એક ડાસો રે વેવલ વાદિલા !
પડે રાજ, વાગે એક એનો ઠોંસો રે વેવલ વાદિલા !

એની જુગતી તે કોઈ નવ જાણે રે વેવલ વાદિલા !
વૈશંપાયનનો વ્હાલો શું વખાણે રે વેવલ વાદિલા !



[૧૫]

## ઝીણાભાઇના મામદ !

ડુંગરે ડુંગરે કાદુડાના ડાયરા.
દારૂગોળાની વાગે ઠારમઠોર રે
મકરાણી કાદુ,
જુની વસ્તી જમાદાર માર્ય માં ! એ ઢાળ.



ડુંગરે ડુંગરે ઝીણા, તારા ડાયરા:
મલબારી ડુંગરે તે તારા ડાયરા:
ટાઇપરાઇટરની વાગે ઠારમઠોર રે,
ઝીણાભાઈના મામદ,
અવળાં ધીંગાણું, ભેલા, ખેડય મા!



સિંધ ને સરહદ ને આસામ–બંગ છે:
પંજાબ કેરી રહી ગઇ તોયે હામ રે!
ઝીણાભાઈના મામદ,
કાંટાળી કેડીએ, ભેલા, ઘોડય મા!



સર રે ગુલામ ગુલામી કરે–
ઔરંગઝેબ મિયાં ઢોળે તને વાય રે !
ઝીણાભાઈના મામદ,
વારી જાઉં વ્હાલિડા તારા રંગ પે !

નેકી પોકારે નઝીમુદ્દીન મિયાં,
સાદુલ્લાખાં ખીદમતે ખબડદાર રે !
ઝીણાભાઈના મામદ,
શું રે વખાણું તારી સાહ્યબી !

ચાર ચાર 'નાઈટો' તે તારી રાંગમાં,
તિવાનાની ત્હોય રહી ગઈ તારે હામ રે !
ઝીણાભાઈના મામદ,
ઢાળ રે ભાળી ને ભૂંડા, ઘોડય મા !

હુબલી ને સિંધુ તારી સોડયમાં,
રાવી કેરી ત્હોય રહી ગઈ તારે હામ રે !
ઝીણાભાઈના મામદ,
વિધિની સંગાથે સટ્ટો ખેલ્ય મા !

એક અલ્લાબકસ માથાનો મળ્યો :
તિવાનાની, ત્હોય, રહી ગઈ શાને હામ રે !
ઝીણાભાઈનો મામદ,
સૂતા સાવઝને ઢંઢોળ્ય મા !

ફૂંકી દીધો 'સિકન્દર–પેક્ટ' તેં :
જુની દોસ્તીમાં દીધો કાળો દાગ રે,
ઝીણાભાઈના મામદ,
કંકુ મેલીને કાજળ ચોળ્ય મા !

વાઘ તો શોભે છે એના ન્હોરથી;
મોરપીંછાથી શોભે વનનો મોર રે,
ઝીણાભાઈના મામદ,
સોની સંગાથે લીમડો ઘોળ્ય મા !

કડવાં આ વેણ : કુણું દિલ છે:
વૈશંપાયનને તારા ઉપર વ્હાલ રે,
ઝીણાભાઈના મામદ,
બેલી સામે ધીંગાણું ખેડય મા !



[૧૬]

## સંદેશો !

કુબ્જાને કહેજો રે ઓધવ એટલું !
હરિ હીરો આવ્યો તારે હાથ જો;
જતન કરીને બાઈ, એને જાળવજે:
લાગે એને રીસાતાં નવ વાર જો...એ ઢાળ



રૂઝવેલ્ટને કહેજો રે બાજપાઇ, એટલું !
હિંદમાં વરતે સઘળે લીલાલહેર જો;
મૂળાને પાંદડિયે સૌને મોજ છે:
એવી છે અહીં ટોપીવાળાની મહેર જો !
રૂઝવેલ્ટને કહેજો રે રંગનાથ, એટલું !



પીંઢારા ને ઠગની ધરતી ને અમે
શાંતિ કેરું દીધું એવું દાન જો,
કે મારગમાં જાતો બકરીનો ય તે
કોઇ ન પકડે ભૂલ થકી પણ કાન જો !
રૂઝવેલ્ટને કહેજો ઝફરૂલ્લા, એટલું !



ઝેર ગયાં ને વેર ગયાં છે ઓસરી,
કાળા કેર તણા વીત્યા કરનાર જો;
બ્રિટનના નેજાની નીચે મ્હાલતા
કલ્લોલે છે ભારતના નરનાર જો!
રૂઝવેલ્ટને કહેજો રે ગિરજા, એટલું

☆

મારા પર તો અહીંના મીઠાં માનવી.
મરી પડે ને ઓછાં ઓછાં થાય જો–
જ્યાં જાઉં ત્યાં જોવાને ઉમટે બધા:
માનવતાના મહેરામણ ઊભરાય જો!
રૂઝવેલ્ટને કહેજો, મારા સમ, એટલું!

☆

હેત તણા કટકા છે અહીંના હિંદુઓ,
મુસ્લિમો તો મહોબતના ભંડાર જો!
ઈસાઈઓ ને પારસીઓ તો આપણા,
યહુદીઓ તો રાજતણા આધાર જો!
રૂઝવેલ્ટને કહેજો રે બેગમ, એટલું!

☆

જાવા કેરી વાત કરું ને અંસુની
એંશી કોટિ નેન થકી વહે ધાર જો:
રથના પૈડાં આડા પોઢી બોલતા–
'જાશો ના, ઓ હૈયા કેરા હાર જો!'
રૂઝવેલ્ટને કહેજો રે ખન્ના, એટલું!

☆

નગર નગર ને ગામે ગામે ગોરિયું
ગોરા–રાજનું ગૌરવ ગરવું ગાય જો!

અંગ્રેજોનું નામ પડે ને ઉરમાં
ઊર્મિઓ કંઈ અવીનવી ઊભરાય જો !
રૂઝવેલ્ટને કહેજો રે ખન્ના, એટલું !



મારી ગુણિયલ ગૃહિણી–તેની વાત તો
કરતાં અનુભવું સહેજે હું લજ્જાય જો:
ભારતની ભામાઓ કેરાં અંતરો–
એમાં કંઈ દેખે છે જુગદંબાય જો !
રૂઝવેલ્ટને કહેજો રે બેગમ, એટલું !



ધાન્યતણી છે તંગી થોડી, તેથી શું
પડી જશે કંઈ કાયા કેરા કોટ જો;
ગંગા જમના જેવી નદિયું અહીં વહે
પાણીની તો નથી ને અહીં કૈં ખોટ જો !
રૂઝવેલ્ટને કહેજો પાણીકર, એટલું !



જળ માગું પીવા ને કઢીઅલ દૂધના
હેમકટોરા આવી પડતા હાથ જો,
ઉધરસનો ઠણુકો લગરી હું ખાઉં ત્યાં
'ખમા' બોલતાં થાય ખડા ક્ષિતિનાથ જો !
રૂઝવેલ્ટને કહેજો, જામઆપુ, એટલું !



સુખડાં યે સહેવાતાં નથી, ત્યાં દુઃખના
શમણાંના સંભવની યે શી વાત જો !

સાત સાત સો મુગટધારી માથડાં
ચંત્યા સેવે રાજની જ્યાં દિનરાત જો !
રૂઝવેલ્ટને કહેજો હો સ્વામી, એટલું !



ઘી-બોળી રસઝસતી હલવા-પુરી વણુ
પોઢે નવ કદી પથારી-બિચ પંજાબ જો,
સિંધ પ્રાંત જે સુહિણીથી સોહામણો
આરોગે તે કુક્તા-માપ-કબાબ જો !
રૂઝવેલ્ટને કહેજો રીઝીને એટલું !



આવું સુખ તો ખુદ બ્રિટનમાં યે નથી
જેને ઘેર નવખંડ ધરતીનું રાજ જો,
પૃથ્વીલોકને સ્વર્ગ સંગાથે સાંધતી
ભારત તો છે ભાગ્યથાળીની પાજ જો !
રૂઝવેલ્ટને કહેજો રે ગિરજા, એટલું !



વિલ્કી જેવા અદક પાંસળિયા એક બે
મનફાવે તેમ કરે છે ફૈંકાફૈંક જો-
સ્વારથ કાજે અમને અમથા ભાંડતાં-
પરદુ:ખભંજન એક જ જેની ટેક જો !
રૂઝવેલ્ટને કહેજો રે બેગમ, એટલું !



વિશ્વતણો પરવાસે વેન્ડલ નીકળ્યો :
સોના છિદ્રો જોવા મન ઉછરંગ જો,

ભારતમાં કાંઈ મળશે નહિ એમ જાણીને
આડી વાટે ચાલ્યો ગયો અડબંગ જો !
રૂઝવેલ્ટને કહેજો રામસ્વામી, એટલું !



આવ્યો હોત આંહીં તો દેખાડત બધું-
દેખાડત છે કેવો અહીં આનંદ જો:
ખોટું કહેતો હોઉં એક અક્ષર તો મને,
તમ સૌ કેરાં ગળાં તણાં સોગંદ જો !
રૂઝવેલ્ટને કહેજો સૌ યે મળી એટલું !



એક ગાંધી છે ઘેલો ભાનભૂલેલ જે
બ્રિટિશ રાજનું વાટે બારે માસ જો;
પણ શાણા સજ્જન–સજ્જનીઓ હિંદમાં
તે સૌ વચ્ચે ઉપજણ એનું ન ખાસ જો !
રૂઝવેલ્ટને સમજાવી દેજો એટલું !



ધાંધલનો ધંધો લઇ બેઠા છે વળી-
નેહરૂ ને આઝાદ સમા બે ચાર જો–
ગામ હોય ત્યાં ગંદવાડ પણ હોય છે–
પણ એ સૌના ભાષણિયાં બેકાર જો–
રૂઝવેલ્ટને રીઝાવી કહેજો એટલું !



પેટ બળેલા આ સૌએ સ્થાપેલ છે
ચૉરો–જેનું નામ પડયું કોંગ્રેસ જો–

ચાલિશ કોટિ હિંદીજનોને એ મહિં
સપને પણ વિશ્વાસ નહિ લવલેશ જો !
રૂઝવેલ્ટને રમાડી કહેજો એટલું !

☆

પ્રલય પછી પણ ફરફરશે આ ભોમમાં
બ્રિટનકેરાં જશનામી નિશાન જો !
પ્રાણ થકી યે પ્યારૂં બ્રિટનને ગણે
ભારત–ભૂમિના સૌયે સંતાન જો !
રૂઝવેલ્ટને કહેજો રે, બાજપાઇ, આટલું !

☆

રાજ આપણું, આખી પ્રજા છે આપણી,
આપણી છે તો ધરતી ને આસમાન જો;
કાળાં, પીળાં ઘઉંવર્ણાં, રતુંમડા,–
પ્રભુએ ઘડિયાં ગોરા કાજ તમામ જો !
રૂઝવેલ્ટને રૂદયે ઠાલવજો એટલું !

[૧૭]

## છતે નાણે પામી ન દાણા !

લાંબી લાંબી શહેરની સડકું, લાંબી વગડાની વાટ :
એથી યે લાંબી હાર મનખની ઊભી સરકારી હાટ:
પાલી એક બાજરી સારુ
તપે સાસુ ને વહુઆરુ !

✿

થેલિયું, ડબલાં, થાળી, તપેલિયું લઈને ઊભી તમામ:
હાટડી ખોલ્યાની વાટડી જોતી રોકડાં લઈને દામ:
"રામ તારી ગત્ય છે ન્યારી–"
નિસાસા નાખતી નારી !

✿

'ઘેર બચૂડી જાગી જશે ને માંડશે ધમાધમ:
મોડું થશે તો રોટલીના રળનારને ફાવશે ચ્યમ:'
એવી એવી ચંત્યા કરતી:
પગે ખોતરતી ધરતી !

✿

પ્હો ફાટયો ને સૂરજદાદાએ કાઢી કસુંબલ કોર:
કૂકડા કૂકરેકૂક કરે તે પંખી કરે કલશોર:
(પણ) બાયુનું ચિત્ત કમાડે:
મોદી ઝટ હાટ ઉઘાડે !

❦

મા'રાજ રાશવા ઊંચા ચડયા તયેં મોદીએ ખોલી દુકાન:
દંડુકા લઈને પોલીસદાદા ઊભા બની દરવાન –
હાલો બાયું, સંભાળો વારો:
પાલી પાલી લેતી પરવારો !

❦

ઝમકુ ડોશીએ થેલી ભરી ને, અવલકાકીએ 'ટબ'
રઘી રબારણ, ગંગલી ઘાંચણ, ઉપાડો ધબાધબ :
ચુકાવતી રોકડાં નાણું:
બાયું તાણી જાય જો દાણા !

❦

રેવલી, રામલી, ભાણકી, બનુડી, કંકુડી કાળીમશ:
બામણી, ભંગડી: બેય હારોહાર: કોણ કે' આઘી ખશ :
ભટ હોય કે ભરવાડાં:
ચૂકવવાં પેટના ભાડાં !

❦

ફાતમા ડોશી, ખતીજા બેગમ, મરિયમ, સકીનાબાઇ,
ભાગુડી ઘાટણ, ભેળી ઊભી સૌ ડિલે ડિલ ઘસાય–
'કુર્તી રાખો, આવે છે વારો
પાલી પાલી લેતી પરવારો !'

❦

આગલી બાયું લેતી પરવારે ને પાછલી આગળ ધાય:
ડીંડવાણું એમ લાંબુ ને લાંબું અખૂટ હાલ્યું જાય...
અનાજનો ગંજ ઓસરતો:
નાણાંનો સમદર ભરતો!

માʼરાજ અંકાશ વચ્ચે આવ્યા ને ધગિયા ધોમ બપોર:
બળે છે ભૂખ્યાં પેટ...બળું બળું થઈ રહ્યું ચારે કોર—
બળે આકાશ ને ધરતી—
(પણ) બાયું ઊભી સમો વરતી!

હટાઇ થાકયો, અનાજ ઓસર્યું, પોલીશ થયા પરેશાન:
ઊભેલી બાયુંના થરથરે પગ: પહોંચશે કે નહિ ધાન—
એંધાણી નથી કંઈ સારી:
મુંગી મુંગી વિમાસે નારી!

બબ્બે ત્રણ ત્રણ દન બગાડયા ઈ ઊભી વિમાસે આમ—
"વારા આવે તેથી મોર દાણાનું ઉકલી જાશે શું કામ?
ભૂંડી સરકારે કેવી—
કરે છે ને જોયા જેવી!"

એક બાઇ જરા....ચાર દિવસથી જાતીʼથી ઠાલીઠંમ:
બળ કરીને આગળ આવવા ગઈ ત્યાં ધુસ્તા ધંમ—
પડયા બે ચાર છ પાʼથી
મચી ગઈ ભેરવનાથી!

પોલીસ દાદા વચ્ચે પડયા ને રીડિયારમણુ થાય–
કચડાતાં પછડાતાં કુટાતાં માંડ મેળો વિખરાય.......
હાયકારા કરતી કરતી
ભારે પગે પાછી ફરતી !



મા'રાજને મેર બેસવા ટાણે બાઈ પહોંચી છે ઘેર–
ભૂખ્યા બચુડાને રોકતી રોતી: રોયા તું છાનો મેર !
બાપો તારો આવશે તેને–
મોઢું શું દેખાડીશ કે'ને !



રાત પડી ને રોટલી કેરો આવી પહોંચ્યો રળનાર–
ચારે આંખ્યું ભેગી થઇ ત્યાં તો બાઇ રૂવે ચોધાર–
છતે નાણે પામી ન દાણા:
જીવવું શું ખાઇને પાણા !



[૧૮]

## રંગ રામસ્વામી વીરા રે!

[ વાઇસરોયની કારોબારી-સમિતિ સામે અવિશ્વાંસના ઠરાવની ચર્ચામાં સર રામસ્વામી મુડાલિયરે એટલી ગરમીથી ભાગ લીધો હતો કે, ભાષણ પૂરું કર્યા પછી તેમને આખે શરીરે પરસેવો છુટયો હતો! પ્રેક્ષકોએ તેમને રૂમાલથી પરસેવો લુછતા અને હવા ખાતા જોયા હતા! એમની નોકરીની અવધ બીજા પાંચ વરસ સુધી લંબાવવામાં આવી, તે પછી આ કદાચ તેમનું પહેલું જ ભાષણ હશે! ]

**ઢાળ : ધીરા ભગતની કાફીનો**

☆

ભલે રામસ્વામી વીરા રે,
રંગ તેં તો રાખ્યો ખરો!
શત્રુ-શિબિરના ચીરા રે,
ઉડાવ્યા તેં હઇને છરો!

ખરે બપોરે દીવો લઈને,
હું ફરી વળ્યો ઠામે ઠામ:
તારા સમ, નથી તારા સમ કો
નંગ તણું ક્યાંય નામ!
જોઈશું મેં તો ઝાડિયું રે,
જોયો મેં તો ઊંડો ધરો!

ન્યુ દિલ્હીમાં તારી હાક બોલે ને
લંડનમાં ફાટે તારી ફે;
હિંદનું નાક હજી સાબૂત રહ્યું હોય તો તે
એક તારે લઈને છે:
તું તો કાળમીંઢ પાણો રે
કોંગ્રેસ કેવળ દિસે કાંકરો!

ગાંધી–નહેરૂને ઠાલા વખાણે,
આ ભારતના ભોળા લોક:
આઝાદીને ઊથલાવણહારી–
એમણે નથી સૂણી તારી પોક:
એ તો છે સૌ મોળા રે,
તું તો વીરા, ખરો આકરો!

કોંગ્રેસ શું કે મુસ્લિમ લીગ શું,
શું રંક, ને વળી શું રાય
મલક આખો ને અઢારેય વરણ
તે તત્ક્ષણ થીજી જાય–

જયેં દિલ્લીને દરબારે રે,
ચાલે તારો શાહી મુજરો !

નોકરશાહીના કાળા મેરામણમાં
તું પાક્યો અમુલખ નંગ–
તારા તેજે જવાહરને ઝંખવ્યો
તેં જીતી કોંગ્રેસને જંગ:
હવે બેસી નીરાંતે રે,
તરભાણું નિજ કેરું ભરો !

રાવ જોયા ને રાજા જોયા
ને જોયા નવાબ ને જામ–
પણ રામસ્વામી તારી જોડલી મેં
દીઠી નહિ કોઇ ઠામ,
વૈશંપાયનના સ્વામીએ રે,
કોઈ નવરેસમે તને ઘડ્યો છે ખરો !

[ ૧૯ ]

## મોહનજી ન જાણે મારી પ્રીત !

[ વેવલની વિમાસણ ]

**ઢાળ : કાનુડો ન જાણે મારી પ્રીત, બાઈ અમે બાળકુંવારાં રે,**
**કાનુડો ન જાણે મારી પ્રીત-એ મીરાંબાઇના ભજનનો**

☆

મોહનજી ન જાણે મારી પ્રીત,
બાઈ અમે ઝુરી ઝુરી મરીએ,
મોહનજી ન જાણે મારી પ્રીત !

☆

હિંદ ભૂમિ ખાતર મેં તો વીરના વાઘા છોડયા,
છોડી તલવારૂં, છોડયાં તીર
ઉડયાં તર ર ર ર ર ર ર... ....
બાઈ અમે ઝૂરી ઝૂરી મરીએ,
મોહનજી ન જાણે મારી પ્રીત !

☆

રણરંગનો રસિયો તે હું દિલ્હીમાં આવી વસિયો:
ખાવાં અકારાં ખાંડખીર,

રોતાં ખ ર ર ર ર ર... .... ....
બાઈ અમે ઝૂરી ઝૂરી મરીએ રે,
મોહનજી ન જાણે મારી પ્રીત !

☆

એમેરી શા સદગુરૂ ચરણે બેસીને લંડનમાં:
કરી મેં તપસ્યા ધરી ધીર,
ધાયો ધ ર ર ર ર ર ર.... ....
મોહનજી ન જાણે મારી પ્રીત !

☆

ગાંધીને કહેજો જઈને, વાલ જુએ વેવલ તારી,
લઈને આઝાદી કેરાં ચીર .... ...
મ ફાડો ફ ર ર ર ર ર ર ... ....
મોહનજી ન જાણે મારી પ્રીત !

☆

આઝાદીનો પ્યાલો લઈને ઊભો છું વાટમાં,
થોડી વાર સાંખી લ્યો જંજીર !
ભલે ભોંકાય ભ ર ર ર ર.... ....
મોહનજી ન જાણે મારી પ્રીત !

☆

ગાંધીને જઈને કહો ને નમવામાં જાય શું તારૂં
તું છો 'લ્યા મહાત્મા કે મીર....
કે આવડો ટ ર ર ર ર.... ...
મોહનજી ન જાણે મારી પ્રીત,

☆

હિંદુ ને મુસ્લિમ બન્ને લડયા કરે રાતદહાડો—
બ્રિટન જો ના ઉભે થઇ ભીંત,

આડી અ ર ર ર ર.... .... ....
મોહનજી ન જાણે મારી પ્રીત !



આ કાંઠે ઝીણા વ્હાલા સામે કાંઠે આંબેડકર
વચ્ચે બ્રિટન કેરી કૂટીર,
ઊભી અજર અમરવર
મોહનજી ન જાણે મારી પ્રીત !



મોગલ મરાઠા કેરી ઉગી ને આથમી ગૈઃ
સલ્તનત બ્રિટનની એક થીર
થાશે થ ર ર ર ર .... ... ....
મોહનજી ન જાણે મારી પ્રીત !



હિંદ જાયા કેરી માયા માંહિ ફસાયાઃમાકી
સ્વારથનો છાંટો ના લગીર
અમને અ ર ર ર ર ર ર
મોહનજી ન જાણે મારી પ્રીત !



વૈશંપાયનનો વ્હાલો વાત જાણે રૂદિયાની
કુટી જશે એક દિ' ખચીત,
કુગો ક ર ર ર ર .... .... ....
મોહનજી ન જાણે મારી પ્રીત !



[ ૨૦ ]

## હું તો ખૂંદી વળ્યો આખું ગામ !

[ ઢાળ : ભોજા ભગતના ચાબખાનો- ]

હું તો ખુંદી વળ્યો આખું ગામ,
દીઠું ક્યાંયે ન ઠાલું ઠામ !

કોલાબેથી ઠેઠ કાંદીવલી સુધી,
કો ર ટ થી કલ્યાણ,
શેરીએ શેરીએ શોધી વળ્યો પણ
'ટૂ લેટ' કેરું ન નામ !

શોધ્યા તબેલા, ને શોધ્યાં છે ભોંયરાં
ને શોધી ભંડકિયું તમામ :
ઢોર જ્યાં રે'વાને રાજી ન થાય ત્યાં
માનવીએ કર્યો છે મુકામ !

વેદ ને વેદાન્ત ભણે, કપરૂં છે વિશ્વમાં
બ્રહ્મને શોધવાનું કામ;
મુંબઈ શહેરમાં મકાન શોધવું -
એની કઠણાઈ એક જાણે છે રામ !

ચાર ચાર મહિનાથી ચીઠ્ઠીયું આવે:
"મને ગમતું નથી હવે ગામ!
ચોપાટીની સેળના શમણાં સતાવે
હવે તેડાવી લ્યો મારા શ્યામ!"
સાચું પૂછાવો તો બબલીની આ વિના....
(પણ) કોઈને કહેવાનું શું કામ?
તમાચો મારી લાલ રાખું છું ગાલ,
છતાં માહ્યલી જાણે મારો રામ!
મિત્રો ને મુરબ્બીઓ કે છે 'લ્યા દુનિયામાં
ના શું મળે દેતાં દામ!
શી રીત એમને હું સમજાવું મર્મ બધો:
ગજવાં છે ખાલી તમામ!
બ્રહ્મ ને માયાના ભેદ બધા જાણું હું:
જાણું કે ઘર મળે....આમ!
(પણ)'પાગડી' ચૂકવવા જેટલું લાવું હું કયાંથી
કહી માથાનું માંડું લીલામ!
ચીઢ ચડે છે કે ન-ઘરધણી[1] ધરતીને
કરી નાખું થઈ પરશુરામ–
પણ લાકડાં ને લોઢાના ભાવ સૂણી શમી જાય
મનમાં ને મનમાં મનકામ!
એવી વિપત્યું મારે માથે વરસાવી તમે–
સમજી મને શાલિગ્રામ:
વૈશંપાયન કહે ગુરૂ ગાંધી પરતાપે–
એવી દોખીને ય મ દેશો મારા રામ!

---

૧ ઘરધણી–વિહોણી

## ૨૧

# મોંઘવારીની મોહકાણ !

[ ઢાળઃ પ્રાણિયા ભજી લેને કિરતારઃ એ તો સપનું છે સંસાર-
ભોજા ભગતના ચાબખાનો. ]



પ્રાણિયા કને નથી કલદાર,
રીઝવું કઇ પેરે ઘરનાર !
પરણ્યો પરાર ને પચી' મહિનામાં,
વસ્તી બમણી થઇ :
બોનસને ભથ્થું હવે લેણું કરૂં હોય
પોરિયાને પહોંચે નહિ !
કોયલા મોંઘા ને કોયદાન મોંઘું,
ને ખીચડી મોંઘી થઈ :
રમકડાંને કોણ રૂવે ? અહિં તો
જીવવાના સાંસા છે ભઈ :
પૈસાની પાંચ પેલી બંગડી હતી
તે પાવલીએ પહોંચી ગઇ :
લેરખડીને લાખ સમજાવું હોયે
સમજાવી સમજે નહિ !

ચંપલ ચોળિયું આભે ચડયાં ને
સાડિયું સળગી ગઈ :
કાનના લટકણિયાં ને કંઠ કેરા હાર,
બધું મોંઘવારી ભરખી ગઇ !

સાચું પૂછાવો તો જીંદગીથી હાર્યો છું,
ને એવી તો છે ખાઈ ગઈ–
કે અફીણ થોડું પણ ભાવ અફીણના
પહોંચ્યા આકાશે જઈ !

કોણ જાણે કિયા પાપને પરતાપે
આવી વિપત્યું વરસી રહી :
કોનાં કર્યાં ને કોને ભોગવવાં,
આમાં નિયાની વાત ક્યાં રહી !

હિટલર ને ચર્ચિલ જુધે ચડયા
તેમાં ખાલ મારી ઉતરી ગઈ :
વૈશંપાયન કે' ગાંધી ગુરુને પરતાપે,
આ તો આખલા ને ઝાડવાળી થઇ !



૨૨

## ઘાસલેટ–વિલાપ !

[ ઢાળ : ભઠ્ઠિ શીશ તણું સાટું રે,
આગળ વર્ષમાં છે વાટું ! ]



ઘાસલેટ શીશા તણું સાટું રે
કરતું જીવતરને ખાટું !



અમૃતને કારણે વારિધિ વલોવ્યો ઈ તો જૂની થઈ વાતું :
ઘાસલેટના એક શીશાને કાજ આજ ભારત જો ખેલાતું !



ઘી દૂધની અહિ સરિતાઓ વે'તી એમ ઈતિહાસે ઓચરાતું :
ઘીને ભાવે નથી ઘાસલેટ મળતું એવી બજડી છે ઓકાતું !



ત્રણ ત્રણ કલાક તપે તડકે તરુણી જેનું ચંદ્રાનન કદી ના દેખાતું:
તપને અંતે કદી શીશો ભરાયે તો ભાગ્ય મોટું લેખાતું !



ટાઢી છે સગડી ને ટાઢા છે સંચા, ટાઢું નિત વહાણલું વાતું:
પરણેલી નાર પોશ આંસુએ રૂવે તેનું દુઃખ નથી દેખાતું !



ધૂળ ને ઢેફાંના ધીંગાણું ચાલે એની ડમરીથી વિશ્વ આ ઢંકાતું !
એક તો અંધારૂં છે આતમનું તેમાં આ બીજું દીવા વણ ઉભરાતું !



કોણ જાણે કિયા પાપના પરતાપે બગડયું છે આ પ્રાણખાતું :
ધરતીના પેટમાં સાગર રેલાયે અહિં ડબલું યે એક ના ભરાતું !



સુધા અને સોમની ઝંખના નથી; મૂકી દૂધ ને ઘીની પંચાતું :
વૈશંપાયનના સ્વામીનું ઉર હવે ઘાસલેટના ગીત ગાતું !



૨૩

# વાંકું બોલ મા, વિલ્કી !

બોલ મા, બોલ મા, બોલ મા રે
રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા !–એ
મીરાંબાઇના ભજનનો ઢાળ

બોલ મા, બોલ મા, બોલ મા, રે
ભુંડા, બ્રિટનનું વાંકુ બોલ મા !

પારકાં શૂળને મટાડવા, ઓ પરગજુ,
પોતાનું પેટ અલ્યા ચોળ મા રે !
ભૂંડા, બ્રિટનનું વાંકું બોલ મા !

ભીનું સંકેલી બેઠા ચર્ચિલ ને રૂઝવેલ્ટ,
માંહ્યલી પોલું, અલ્યા, ખોલ મા રે !
ભુંડા, બ્રિટનનું વાંકું બોલ મા !

સૈકાઓ સુધી શાહીવાદીઓએ સાચવ્યું
દંભનું શકોરૂં, અલ્યા ફોડ મા રે !
ભુંડા, બ્રિટનનું વાંકું બોલ મા !



તેને શું કે'વું, વિલ્કી, જેના આંખ દેખે નૈં
ભેદ લેશ માત્ર ગોળ–ખોળમાં રે !
ભુંડા, બ્રિટનનું વાંકુ બોલ મા !



અમીથી મીઠડી મદિરા સામ્રાજ્યની:
આઝાદી સંગે તેને તોળ મા રે !
ભુંડા, બ્રિટનનું વાંકું બોલ મા !



પીતો ના ભલે, અલ્યા, પીવી જો ન્હોય તારે,
(પણ) બીજાની પ્યાલી ઢોળ મા રે !
ભુંડા બ્રિટનનું વાંકું બોલ મા !



સૂતેલા સામજી [1]કાકાને સળિયુંથી
નાહકનો 'લ્યા ઢંઢોળ મા રે
ભુંડા, બ્રિટનનું વાંકું બોલ મા !



ચોરે બેસીને અલ્યા દા'ડો ને રાત સદા:
ચર્ચિલનું અવળું છોલ મા રે !
ભુંડા, બ્રિટનું વાકું બોલ મા !



---

૧. સામજી કાકા = Uncle Sam = અમેરિકા

મુખમાં આઝાદી ને, કાંખમાં ગુલામી
હાલવા દે ને બધું પોલમાં રે
ભુંડા, બ્રિટનનું વાંકુ બોલ મા !



સૈકો બે સૈકા કદિ વધુ માણી લેશે તેમાં
જાશે તુજ તાતનું શું હોડ મા રે !
ભુંડા, બ્રિટનનું વાંકુ બોલ મા



વૈશંપાયન કે' વિલકી, માની જા બાપલા:
શું છે બગડ્યું ચોળાચોળ મા રે !
ભુંડા, બ્રિટનનું વાંકું બોલ મા !



[ ૨૪ ]

## નવો ધરમ લ્યો જાણી, મારા સંતો !

[ પહેલાં એકવાર ડૉ. ભીમરાવ રામજી આંબેડકર પવિત્ર ઇસ્લામ ધર્મનો અંગીકાર કરવાની વાતો કરતા હતા......પછી...પવિત્ર શીખ ધર્મનું શિષ્યત્વ સાધવાની ઇચ્છા પણ એમણે વ્યક્ત કરેલી... હવે...એક નવો જ ધર્મ, પોતાના અને પોતાના શિષ્યસમુદાયના કલ્યાણાર્થે સ્થાપવાના તેમને કોડ જાગ્યા છે...કેવો હશે એ ધર્મ ! ]

★

જુનો ધરમ લ્યો જાણી, મારા સંતો,
જુનો ધરમ લ્યો જાણી !,

એ ભજનનો ઢાળ



નવો ધરમ લ્યો જાણી, મારા સંતો,
નવો ધરમ લ્યો જાણી !



કોંગ્રેસ-વિરોધમાં કોઈ નર ઉભો
એની સત્તા તરસ ન છીપાણી :



કાં તો એનો વિરોધ જ પોલો,
કાં તો એ નરમાં જ પાણી !
મારા સંતો, નવો ધરમ લ્યો જાણી !



સિમલાને છાંયડે કોઈ જણુ ફલો
એની હોદ્દાની ભૂખ ન સમાણી :
કાં તો કહેવાપણું કંઈક જણુમાં,
કાં તો સિમલાની મત મુંઝાણી !
મારા સંતો, નવો ધરમ લ્યો જાણી !



ચર્ચિલ પ્રભુ, ને હું પેગમ્બર,
એમેરી શબ્દ ગુરુવાણી,
નવી દિલ્હિ મધે મોક્ષપુરી, સંતો,
કોઈ ભાગ્યવંત એને માણી !
મારા સંતો, નવો ધરમ લ્યો જાણી !



આતમા ખોટો ને ઇશ્વર ખોટો,
ખોટી સૃષ્ટિ ખડકાણી !
સાચું આ એક શરીર સુંવાળું,
મારી એની સંગે પ્રીતડી બંધાણી !
મારા સંતો, નવો ધરમ લ્યો જાણી !



આટલા દિવસ સુધી જુના ધરમમાં
કર્યું જીવતર ધૂળધાણી !
લિન્લિથ્ગો જેવા ગુરુવર મળિયા,
તંયે પુરવની ફળી કમાણી !
મારા સંતો, નવો ધરમ લ્યો જાણી !



બુદ્ધાવતારની અવધું આથમી,
ઉગી નકલંકીની એંધાણી :
ઝીણા પરતાપે બોલે આંબેડકર,
અગમ નિગમની વાણી !
મારા સંતો, જુના ધરમ લ્યો જાણી !



[૨૫]

## જગ આખું ઝખ મારે છે !

તમને કઈ બાઈ ગોરાં ગમશે, રાજ ?
અચકો ને મચકો કારેલી !
એ જાણીતા કન્યાગીતનો ઢાળ

પ્રશ્ન :

ક્યાં ચર્ચિલ બાપુ, ચાલ્યા આજ :
આવડી ઉતાવળ શાની છે !

ચર્ચિલ :

જુદ્ધ આઝાદીનું લડવા કાજ,
ફોજું મોકલવાની છે !

પ્રશ્ન :

પછી સામ્રાજ્યનું શું થાશે, રાજ !
સવાલ સૌથી ભારે છે.

ચર્ચિલ :

એ તો ઉલટાનું વધી જાશે, રાજ !
જગ આખું ઝખ મારે છે !

પ્રશ્ન :

ઓલ્યા ચાર્ટરનું શું થાશે, રાજ ?
(જેમાં) રૂઝવેલ્ટ આપણી હારે છે !

ચર્ચિલ :

એ તો ઘોળી પી જાવાશે, રાજ,
જગ આખું ઝખ મારે છે !

પ્રશ્ન :

ઓલ્યો સ્ટેલિન વટનો કટકો, રાજ,
(એને) સૂગ સામ્રાજ્યની ભારે છે !

ચર્ચિલ :

તમે ભુલાવામાં ભટકો, રાજ,
જગ આખું ઝખ મારે છે !

પ્રશ્ન :

ઓલ્યા ચાંગ–કાઈ કેમ મનાશે રાજ ?
એની મધ્યમ માથાભારે છે !

ચર્ચિલ :

એ તો પડશે તેવા દેવાશે રાજ,
જગ આખું ઝખ મારે છે !

પ્રશ્ન :

ઓલ્યો લપ નહિ મેલે ગાંધી, રાજ,
(એ) પથ્થરને પણ તારે છે !

ચર્ચિલ :

એને રાખશું નિત્યે બાંધી રાજ,
જગ આખું ઝખ મારે છે !

પ્રશ્ન :

ઓલ્યો નર બંકો મૌલાના રાજ,
હિંદ આખું એની હારે છે!

ચર્ચિલ :

સૌ થાશે સારાં વાનાં રાજ :
જગ આખું ઝખ મારે છે!

પ્રશ્ન :

ઓલ્યો નહેરૂ નર ટેકીલો, રાજ,
ના મોત તણો ભય ધારે છે!

ચર્ચિલ :

મર થાય એ પીળો લીલો રાજ,
જગ આખું ઝખ મારે છે!

બધાં :

તયેં ચર્ચિલ બાપુ ચાલો આજ,
બ્રિટન આપણી હારે છે!

ચર્ચિલ :

વણુશાલે લોટે ન લાલો રાજ :
જગ આખું ઝખ મારે છે!

[૨૬]

## વિમાને ચડી આવજો, વીરા વિન્સ્ટન!

[ ચર્ચિલ પોતે જ વિમાનમાં ઉડીને હિંદ પહોંચે અને ગાંધી, ઝીણા અને આંબેડકર—ત્રણેને ભેગા કરે...

તો મડાગાંઠ આપોઆપ ઉકલી જાય...

એવી સૂચના વિલાયતમાં કોઈએ કરી હતી ]



ઢાળ : ગરૂડે ચડી આવજો ગિરધારી!
એ પ્રસિદ્ધ ભજનનો!



વિમાને ચડી આવજો વીરા વિન્સ્ટન!
તમ વણ વસુકી રહ્યું છે અમ ગોધન!
અત્તર ઘડી આવજો વીરા વીન્સ્ટન!



અમારે આંગણે ઝીણા ને ગાંધી;
સદા લડી રહ્યા લંગોટી બાંધી,

એમની કુસ્તીએ ગજવ્યું છે ગગન !
વિમાને ચડી આવજો વીરા વિન્સ્ટન !

એમને તમ વણુ કોણુ છોડાવે,
પાઠ સંપનો કોʼ સંભળાવે !–
તમે એક જ અમ બન્ધુ જન !
વિમાને ચડી આવજો વીરા વિન્સ્ટન !

અહિંયા આંબેડકર ભીમરાવ
નિત અજમાવે નવા નવા દાવ :
એને ભાવે શાહીવાદ માખણુ !
વિમાને ચડી આવજો વીરા વિન્સ્ટન !

તમને જોતાં વેંત અમ ઝીણા,
મંડશે વગાડવા નવી વીણા !
મેલી દેશે પાકીસ્તાન – રટન,
વિમાને ચડી આવજો વીરા વિન્સ્ટન !

આંબેડ ઓછો ઓછો થઈ જાશે
ગાંધીને મળવાને જેલમાં ધાશે;
કરશે સહસ્ર વર્ષ શીર્ષાસન !
વિમાને ચડી આવજો વીરા વીન્સ્ટન !

ગાંધી મેલશે મુક્તિ કેરૂં વેન,
તમને દીઠે ચડશે એવું ઘેન
(કે) પહેરવા માંડશે ચોરણી ને અચકન !
વિમાને ચડી આવજો વીરા વિન્સ્ટન !

વૈશંપાયન તો જોઈ રહ્યો વાટ
એને હૈયે હરખ પુરપાટ–
તમે નવ યુગના પરદુ:ખભંજન !
વિમાને ચડી આવજો વીરા વિન્સ્ટન !



[ ૨૭ ]

## દુનિયાકો હસાયે જા !

આલમ યે હૈ એક બાગ,
બ્રિટન હૈ ઉસમેં ચિરાગ,
ઉસ ચિરાગકી રોશનીમેં,
અપની કૂચ બઢાયેજા !
ગુલામી–ગાન ગાયે જા !

હિંદ કી હય એક રાત,
બ્રિટનકી હય એક બાત,
માલિકોંકી લાત ખાતે,
જીંદગી બિતાયે જા;
અપના ખૂં બહાયે જા !

શાહીવાદી એક જાત,
ઓર જૂઠી હૈં સબ બાત;
અય ઓલાદે–ભારત–માત,

ગોરોંકો બિરદાયે જા !
ચર્ચિલકી હુઝૂરમેં
તું અપના દુમ હિલાયે જા !
જુઠે ટુકડે ખાએ જા !
ઔર શુક્ર મનાયે જા !



આઝાદી હૈ એક મર્ઝ
હૈ ગુલામી હિ એક ફર્જ–
ફર્ઝ કરકેભી ઉસીકી
જંજીરેં બઢાયે જા–
ઔર અપની મૂર્ખતાપે
દુનિયાકો હસાયે જા !



સલ્તનત હૈ એક બાગ;
ગાંધી–નહેરૂ ઉસમેં દાગ :
દાગકા તુ ત્યાગ કર કે,
મૌજ ચૈન ઉડાયે જા;
અપને ગોરે માલિકોં કી,
તારીફ રોજ ગાયેજા !



## [૨૮]

# જુહુનું આમંત્રણ

**હઠ છોડ સખિ, ચલ સંગ મેરે**
**તોહે વ્રજમેં કાન બુલાવત હૈ!**
**—એ રાગ**



અલ્લામા મશ્રીકી :

હઠ છોડ સખિ, ચલ સંગ મેરે
તોહે વ્રજમેં કાન બુલાવત હૈ!
ઝટ દોડ સખિ, દિનરાત ઉસે
તેરે વિરહકી પીડ સતાવત હૈ!
હઠ છોડ સખિ, ચલ સંગ મેરે,
તોહે વ્રજમેં કાન બુલાવત હૈ!



કછુ ચૈન પરત નાહિ અંતરમેં :
કિયા જાદુ તેરે રૂપ-મંતરને :
તેરે દર્શનસે દિલકો ભરને
તુઝે અપની પાસ બુલાવત હૈ!

હઠ છોડ સખિ, ચલ સંગ મેરે,
તોહે વ્રજમેં કાન બુલાવત હૈ!



કાઇદે આઝમ ઝીણા :

હટ જા, ન સતા, ચુપ હો ઠગની;
સબ જાનું મૈં જો ઉનકી લગની:
મુખ શીતલ: ભીતર ભર અગની:
પ્રીત ઉપરકી દિખલાવત હૈ!
જા, કહે ઉસકો, યે જૂઠી બતૈયાં
અબ, ઝીણા કો નહિ ભાવત હૈ!



અલ્લામા મશરીકી :

તેરી બાત મૈં માનું કૈસે પગલી:
રાજહંસી કો માનું કૈસે બગુલી:
ચલ આંખોસે દેખ તું ઉનકી ગલી:
જહાં આંસુકી સરિત બહાવત હૈ!
હઠ છોડ સખિ, ચલ સંગ મેરે:
મધુબનમેં મોહન બુલાવત હૈ!



કાઇદે આઝમ ઝીણા :

ઉનકે આંસુકી બાતેં ન છેડ યહાં—
ક્યા સમજી બૈઠી મુઝે ભેડ યહાં...
ઉનકી જાનું મૈં બુન ઔર ઉધેડ યહાં—
અપને આંસુસે આલમ ફસાવત હૈ!

જા કહે દે કનૈયાકો અબહિ સખિ–
તુમરી બાતમેં ઑણુા ન આવત હૈ!



અલ્લામા મશરીકી :

ઈતના વ્હેમ, સલોના, તુ કાહે કરે,
કાહે હિરદેમેં કડુઆ ઝહર ભરે–
વો તો પ્રેમકે કારણુ જિએ, ઔ મરે,
તેરા ગાન વો હરદમ ગાવત હૈ!
હઠ છોડ સખિ, ચલ સંગ મેરે
તુઝે મોહન મધુવન બુલાવત હૈ!



કાઇદે આઝમ ઝીણા :

વો જિયે, ન જિયે, વો રોયે, ગાયે,
કહા ઉનકી પરી–જહાં જાયે, જાયે!
તુ જિયરા નાહક રિ સતાયે કાહે :
ન જાઉં–ગર ઈશ્વર મનાને આયે!
જા કે કહે દે, સખિ, તેરે કાન્હઇકો :
ગીત બિરહાકે બેશક વો ગાયે જાયે!



ઓર ઠહરો જરા, ઉસે કહિયો જાકે,
યદિ સૂરજ ચાંદ ઓર તારા લાકે,
મેરે હાથ રખ્ખે, અફસોસ દિખા કે
તો ભી–કહેતી હું ખુદ તેરે કસમ ખાકે

મેં સબ સે મિલું ઈસ જીવનમેં:
પર ન મોહનસે, ન મધુવનમેં!



વૈશંપાયન :

સુની નિર્દય યહ રાધાવદનકી બાની
સખિ–લોચન વરસેં–જૈસે સાવનપાની!
ફિર વિરહી મોહન મધુવનકી કહાની
જગમેં સબકો સુનાનેકી ભુવનમાની
વૈશંપાયનને અપને હિ મનમે ઠાની:
સુને રંક શ્રીમંત રાજા ઓ રાની!



એક સોવત હૈ, એક રોવત હૈ,
એક રૂઠત, એક બુલાવત હૈ:
ઔર દાસી પ્રજાકી આઝાદીકે જંગ કે
દિન યૂંહિ વીતત જાવત હૈ!



[૨૯]

## ભીમો ભગત દાડા દાખવે !

**દેવાયત પંડિત દા'ડા દાખવે-એ ભજનનો ઢાળ!**

ભીમો રે ભગત દા'ડા દાખવે...
એ..ય આંબેડ રે અવધૂત દા'ડા દાખવે..
સુણ એ અહમદ સુલ્તાન,
સુણ એ મહમદ ઓસ્માન,
આપણા વેવલે ઊંધું મારિયું–
જગવ્યું નાહકનું તોફાન!
ભીમો રે ભગત દા'ડા દાખવે !

છુટો તે ગાંધી છાનો રિયે નહિઃ
ધુણાવે ધરતી ને આભ !
સુતા રે સાવજને છંછેડીને
વેવલે લેશે કિયો લાભ !
ભીમો રે ભગત દા'ડા દાખવે....

ડાક્તર ખરે તે દા'ડા દાખવે;
સુણ એ જ્વાળાપરસાદ !
( કોને કે'વી દાદ કે ફરિયાદ ! )
આપણા વેવલે વેતરી મારિયું–
કર્યાં એણે ભુંડા તે હાલ :
જોગન્દર રે સિંગ દા'ડા દાખવે !

માંદો માંદો તો ય મહાત્મા
નિતનવા કરશે એ રંગ:
આટલે પડયો પડયો બલકને
કરી મેલશે એ તંગ !
સર રે સુલ્તાન દા'ડા દાખવે....

આજ ગાંધી....કાલ આઝાદ છે....
પ ર મે જ વા હ ર લા લ !
સૌને છોડાવ્યે કરશે છુટકો–
જાણું એની ચાલાકીની ચાલ !
ભીમો રે ભગત દા'ડા દાખવે !

મીઠું મીઠું બોલીને મહાત્મા–
વેવલાને કરશે પાણી પાણી;
ઢુકડો આવી ને પછી સ્હેજમાં
સત્તા લેશે બધી તાણી !
ભીમો રે ભગત દા'ડા દાખવે....

જેલમાં બેઠો એ હતો લાખનો:
માંદો રે'ત, તો સવા લાખ!
છુટો રે થઇને આપણુ સર્વને
મુકશે કરી કૂડી કાખ!
ભીમો રે ભગત દા'ડા દાખવે!



લોક તો ગાંડા...એની લંગોટી પે
કરશે આતમ ઓળઘોળ!
આપણી સેવાને કોઈ નવ બૂઝતા:
એ જાણે ગોળ....આપણુને ખોળ!
ભીમો રે ભગત, દા'ડા દાખવે!



માંડ માંડ આકડાનો માંડવો
બાંધ્યો આપણે આટલા દંન–
વેર રે વિખેર વેવલિયે કર્યો–
ફરી ગયું એનું ભવંન!
ભીમો રે ભગત દા'ડા દાખવે!



અંતરે ઉધામા કંઈ કંઈ આવતા,
થાય....જાણે પહોંચું જઇ વિલાત:
ચેતવું જઇ ચર્ચિલ–એમેરી
કે વેવલે વણુસાડી છે વાત!
ભીમો રે ભગત દા'ડા દાખવે!



સતજુગ વીત્યો વફાદારીનો,
મૈત્રીનો ત્રેતા ડુબી જાય,
દ્વાપર ડહાપણ કેરો વીતિયો,
કલિજુગ ગાંધીનો દેખાય !
ભીમો રે ભગત દા'ડા દાખવે !
સુણો બે રામ કેરા સ્વામ !
આપણા વેવલે ઊંધું મારિયું–
ઓળ્યું બ્રિટિશ કેરૂં નામ !
ભીમો રે ભગત દા'ડા દાખવે !



ધોળાં રે ટોપાંનો જુગ બેસશે,
નહિ આપણો પૂછાશે ભાવ :
ગુરૂકિરપાએ વૈશંપાયન વદે–
વેવલે માર્યો ઊંડો ઘાવ



[ ૩૦ ]

## જનની જીવો રે મેકસ્વેલ સા'બની !

જનુની જીવો રે ગોપીચંદની—એ ભજનનો ઢાળ

જનુની જીવો રે મેકસ્વેલ સાબની
જેણે માર્યો છે વાઘ જી !
પીંછું યે ન્હોતું એક પૃથ્વીમાં
તેમાંથી સરજ્યો જેણે કાગ જી !
જનુની જીવોરે મેકસ્વેલ સાબની !

ભોળી રે પ્રજા આ હિંદની
એને ભરમાવે ગાંધી જી.......
એને રે દોરે સાચે મારગે
મેકસ્વેલ લંગોટી બાંધી જી—
જનુની જીવો રે મેકસ્વેલ સાબની !

નેહરૂ ને આઝાદ ને સરોજીની—
એવાઓમાં રાખીને ઈતબાર જી—

ચાલીશ કોટિ હિંદના બાળકો,
નાહક થાય છે ખુવાર જી !
જનુની જીવો રે મેકસ્વેલ સાબની !

ø

એવાઓને સારૂ અવનિમાં ઉપજ્યો !
મેકસ્વેલ સમો તારણહાર જી :
એની રે વાંહે આંખો મીંચીને,
ચાલ્યા જાવામાં સારજી !
જનુની જીવો રે મેકસ્વેલ સાબની !

ø

મલક આખામાં શોધ્યો નહિ જડે,
મેકસ્વેલ સાબ કેરો જોટો જી
રમત રમતમાં જેને ફોડીઓ
ગાંધી નહેરૂનો પરપોટો જી !
જનુની જીવો રે મેકસ્વેલ સાબની !

ø

ખોટો રે ગાંધી, ખોટો આઝાદ છે,
નેહરૂએ વાળ્યું છે નખોદ જી :
સારૂં જો વાંછો તો છોડો એમને,
સેવો મેકસ્વેલની ગોદ જી !
જનુની જીવો રે મેકસ્વેલ સાબની !

ø

હિંદની આઝાદી લઈને હાથમાં,
ઉભો દિલ્હીને દરબારજી–
જેને રે જોઈએ તે ઝટ ઝટ દોડજો–
ભોળાં ભારતના નરનાર જી!
જનુની જીવો રે મેકસ્વેલ સાબની!

કથીર કુંડું કોંગ્રેસ છે,
મેકસ્વેલ કંચનનો કટકો જી!
સુધાને છોડીને કિયો અભાગિયો–
લગાડે વખકેરો ચટકો જી!
જનુની જીવો રે મેકસ્વેલ સાબની!

વશંપાયન વિશ્વે ફરી વળ્યો
જોયાં ચૌદે ભવંન જી–
મેકસ્વેલની જોડી રે એને ના જડી:
બ્રહ્માએ ઘડિયો નવરે દંન જી–
જનુની જીવો રે મેકસ્વેલ સાબની!

[ ૩૧ ]

## પીરનો પરચો !

નાણા ખરડા ઉપર વડી ધારાસભામાં ચાલેલી ચર્ચા દરમ્યાન વાઈસરોયની કારોબારીના નવા નિશાળિયા જેવા સભ્ય ડૉ. ખરેએ કોંગ્રેસ સામે બખાળાઓનો એક પ્રચંડ લાવાધોધ વહાવી મૂકયો હતો અને પોતાની દેશભક્તિની પોતાને જ મુખે પ્રશંસા કરી હતી. ડૉ. ખરે એક વેળા કોંગ્રેસના અનુગામી હતા અને મધ્ય પ્રાંતના કોંગ્રેસ પ્રધાનમંડળના વડા પ્રધાનને પદે પણ થોડોક વખત હતા. તે પછી તો તેમનો ઈતિહાસ સર્વવિદિત છે.

ગોરી એટલે શ્વેત–શ્વેત હાથી જેવી નોકરશાહીના અર્થમાં–ગોરીના સામાન્ય અર્થમાં નહિ !

કોઈનો "પરચો લગાડવો" એટલે કોઈની છત્રછાયાની સુરક્ષિતતામાં આવવું. જુના લોકગીતમાં એ શબ્દો આ જ અર્થમાં વપરાય છે.



પીર ! પરચો લગાડેલ પીરનો !
પીર ! લીલી ઘોડી ને પીળો ચાબખો !
આપો ઉન્નડ થયા અસવાર ! એ હાળ.



ગોરી ! લક્કડ ઘોડી ને બોખો ચાબખો
વીર ખરે થયા અસવાર'

ગોરી ! પરચો લગાડેલ પીરનો !
ગોરી ! અંગ અંગ રંગ જોગનાઈના :
મુખે મારો મારોના પોકાર !
ગોરી ! પરચો લગાડેલ ગોરીનો !
ગોરી ! ઘોડી તે દારણું હીંડે નહિ :
ઠેલે વાઈસરૉય વેવલનો પરિવાર !
ગોરી ! પરચો લગાડેલ ગોરીનો !
ગોરી ધીંગાણું આદર્યું ઉમંગથી;
ખોરી કોંગ્રેસને દાબવી પાતાળ !
ગોરી, પરચો લગાડેલ ગોરીનો !
ગોરી ! માના સપૂત હેંડ્યા હામથી
દેતા આપસમાં સૌને હલકાર !
ગોરી ! પરચો લગાડેલ ગોરીનો !
ગોરી ! સિમલા કેરી શીળી છાંયડી...
ને રૂડા રૂપીઆ કેરો રણકાર !
ગોરી ! પરચો લગાડેલ ગોરીનો !
ગોરી ! ધાવણુ ધરતીનું સોહાવિશું;
બની ચર્ચિલ કેરા છડીદાર !
ગોરી ! પરચો લગાડેલ ગોરીનો !
ગોરી ! ખરે મટીને ખોટા થયા;
હવે વૈશંપાયનના શા ભાર !
ગોરી ! પરચો લગાડેલ ગોરીનો !

[ ૩૨ ].

# ઊડે કાગળિયા !

આ અઠવાડિયું છે હિંદ સરકારના નાણામંત્રી સર જેરેમી રેઈસમેનનું ... અને હોળીનું ! એટલે હોળીના ફાગનો મારવાડી ઢાળ ... અને નાણામંત્રીની પ્રશસ્તિ...બન્નેને સાથે વૈશંપાયને ગુંથી લીધા છે !

**મારવાડી ફાગનો**

રેઈસમેન, તારા રાજમાં રૂપીઆની રેલંછેલ !
ઊડે કાગળિયા !

જેરમી, તારા રાજમાં નોટુંની રેલંછેલ !
ઊડે કાગળિયા !

તું નામું લખવે કીટ ઘણો;
તું પૈસા કઢવ્યે ધીટ ઘણો;

છે નાણું તારા ડાબા હાથનો મેલ !
ઊડે કાગળિયા !

શું વખાણું તારા કામણગારા ખેલ !
ઊડે કાગળિયા !

રેઈસમેન, તારા રાજમાં રૂપીઆની રેલંછેલ
ઊડે કાગળિયા !



તું ફુગાવો બની આભ ઊડે:
પછી કરવેરો બની ધરતી ઝુડે:

તારે બન્ને હાથે લાડુડા પીરસેલ !
ઊડે કાગળિયા !

તારી ચારેબાજુ સોના કેરી રેલ,
ઊડે કાગળિયા !

જેરમી, તારા રાજમાં રૂપીઆની રેલમછેલ !
ઊડે કાગળિયા !



ગોરા શેઠનું હિત તારે હૈયે છે–
હિંદ દેશનું ખાતું તારી વહીએ છે–

શું રાજા કે શું રંક, સૌ ઝપટેલ !
ઊડે કાગળિયા !

નથી એવો, જે ના તારે ઝપાટે ચડેલ !
ઊડ કાગળિયા !

રેઈસમેન તારા રાજમાં રૂપીઆની રેલમછેલ
ઊડ કાગળિયા !



તું નવી દિલ્હીનો દાણી છે:
તારે ચોપડે નરી ઉઘરાણી છે:

સૌ તારે સરખાં: ઝુંપડી શું, શું મ્હેલ !
ઊડ કાગળિયાં !

શું આંબા કે શું થોર, કે શું કેળ !
ઊડ કાગળિયાં !

રેઈસમેન તારા રાજમાં રૂપીઆની રેલમછેલ
ઊડ કાગળિયા !



તારી કાતર સઘળે ચાલે છે;
તું ઘેલા ગજ શો મ્હાલે છે—
તારે પૂરવી ખાડું બીજાની ખોદેલ;
ઊડ કાગળિયા !

તારે ધમવાં નાણાં ધિંગાણામાં, છેલ !
ઊડ કાગળિયા !



તું દાણાના કણુ કણુમાં છે!
તું ઘાસતણાં તૃણુ તૃણુમાં છે!
તું વારે વારે કાપડકેરે વસેલ!
ઊડે કાગળિયા!
તારી ઘાણી હરનિશ ફરતી કાઢે તેલ!
ઊડે કાગળિયા!



તેં ચાના કપને નથી છોડચો!
તું સોપારી પાછળ દોડચો—
તેં દિવાસળી છે બીડીમાં ચાંપેલ!
ઊડે કાગળિયા!
તારી વસુલાતીની ઘોડે દડદડ વેલ!
ઊડે કાગળિયા!



હ્યે લાસો ને ભરે હરદાલો;
મરે મા—જાયો, મ્હાલે સાળો:
એવી રીતું તારી ન્યારી, રંગભરેલ!
ઊડે કાગળિયા!
તારી જુગતાઈ જોઈને વખાણુ આ ગાયેલ!
ઊડે કાગળિયા!
રેઈસિમેન તારા રાજમાં રૂપીઆની રેલમછેલ!
ઊડે કાગળિયા!



[ ૩૩ ]

## ભમરાળી મા !

**મા, પાવા તે ગઢથી ઊતર્યાં બિરદાળી મા !--એ ઢાળ.**

મા, ઈંગ્લાંડેથી ઊતર્યાં, ભમરાળી મા !
મા, વાણિયાનો લઇ વેષ, સિમલાવાળી મા !
મા, કાને કલમ હતી લ્હેરતી, ભમરાળી મા !
મા, કલમ ઓથે કટાર, સિમલાવાળી મા !



મા, ત્રાજવું હાથે બિરાજતું, ભમરાળી મા !
મા, ત્રાજવાં ઓથે તલવાર, સિમલાવાળી મા !
મા, ભોળાં ભારતનાં લોકડાં, ભમરાળી મા !
મા, ભીતરનો પામ્યા ન પાર, સિમલાવાળી મા !



મા, વિખડાં વિદ્વેષનાં વાવિયાં, ભમરાળી મા !
મા, સિંચ્યાં કુસંપના નીર, સિમલાવાળી મા !

મા, બિલ્લી-વાનર કેરી વારતા, ભમરાળી મા !
મા, ભજવી દેખાડી સાક્ષાત, સિમલાવાળી મા !



મા, પોલું દેખી પેસી ગયાં, ભમરાળી મા !
મા, પેસી થયાં પહેલવાન, સિમલાવાળી મા !
મા, બળિયાને બાંવડે બાઝિયાં, ભમરાળી મા !
મા, નબળાનો સાધ્યો નાશ, સિમલાવાળી મા !



મા, ધીંગાથકી સદા ધ્રૂજતાં, ભમરાળી મા !
મા, રીંગા પે કરતાં રોષ, સિમલાવાળી મા !
મા, આજે ઉશ્કેરી એકને, ભમરાળી મા !
મા, કાલે કરાવો સંહાર, સિમલાવાળી મા !



મા, આજે ઉછાળો આભમાં, ભમરાળી મા !
મા, કાલે ચંપાવો પાતાળ, સિમલાવાળી મા !
મા, સૈનિક ને સોના પારકાં, ભમરાળી મા !
મા, તારાં ફોઝટિયાં ફરમાન, સિમલાવાળી મા !



મા, માથાં અમારાં વાઢિયાં, ભમરાળી મા !
મા, લઈને અમ તલવાર, સિમલાવાળી મા !
મા, સામી છાતીએ ના લડયાં, ભમરાળી મા !
મા, પીઠે પ્રહારો કરનાર, સિમલાવાળી મા !



મા, ફુંકી ફુંકીને ફોલતાં, ભમરાળી મા !
મા, મૂષક કેરાં અવતાર, સિમલાવાળી મા !
મા, અછત ન્હોતી અમીચંદની, ભમરાળી મા !
મા, તારો વહારે ધાવા તૈયાર, સિમલાવાળી મા !



મા, સદી વહી જાશે સોણલું, ભમરાળી મા !
મા, જાગ્યા ભારતબાળ, સિમલાવાળી મા !
મા, સને સતાવન કારમો, ભમરાળી મા !
મા, સળગી ચહુંદિશ ઝાળ, સિમલાવાળી મા !



મા, સંન અઠાવન સાંભરે, ભમરાળી મા !
મા, વાણિયાનો છોહ્યો વેષ, સિમલાવાળી મા !
મા, નવે વેષે તું નિસરી, ભમરાળી મા !
મા, માંડી માનવતાની વાત, સિમલાવાળી મા !



મા, ધારા, સુધારાના રાસડા, ભમરાળી મા,
મા, ગાવા માંડો દિનરાત, સિમલાવાળી મા !
મા, મોટી નિશાળું થાપિયું, ભમરાળી મા,
મા, દેવા ગુલામીના પાઠ, સિમલાવાળી મા !



મા, મોટી નોકરિયુંની લાલચું, ભમરાળી મા,
મા, અંઝાયા તારે ઠાઠ, સિમલાવાળી મા !
મા, ઇલ્કાબે અભડાવીને, ભમરાળી મા,
મા, કૈંકના હરિયાં તેજ, સિમલાવાળી મા !

મા, એવી કરામતું આદરી, ભમરાળી મા,
મા, અવિચળ લ્હેરે રાજ, સિમલાવાળી મા !
મા, હિંદુ મુસલમાન સોગઠાં, ભમરાળી મા,
મા, રમતી તું ચોપાટ, સિમલાવાળી મા !

મા, એકને બીજા થકી મારતી, ભમરાળી મા,
મા, સૌને ચાંપતી ચર્ણ, સિમલાવાળી મા !
મા, પત્થરે પત્થરે તારાં લોચનો, ભમરાળી મા,
મા, પાંદડે પાંદડે કર્ણ, સિમલાવાળી મા !

મા, ગોલાના મૂલ્ય વધારિયાં, ભમરાળી મા,
મા, માનીના ભૂંડા હાલ, સિમલાવાળી મા !
મા, વાંકા વળ્યા તે વાધિયા, ભમરાળી મા,
મા, સીધા રહ્યા તેનો કાળ, સિમલાવાળી મા !

મા, અમરાપુરી શી લોમકા, ભમરાળી મા,
મા, થઈ ગઈ છે વેરાન, સિમલાવાળી મા !
મા, છતે અનાજે, કાળ છે, ભમરાળી મા !
મા, સીઝાતાં સંતાન, સિમલાવાળી મા !

મા, ધરતી ગઈ વિષ્ણુ કને, ભમરાળી મા,
મા, ગાંધીએ લીધો અવતાર, સિમલાવાળી મા !
મા, એની હાકે સહુ હાલિયાં, ભમરાળી મા,
મા, ચાલીશ કોટિ નરનાર, સિમલાવાળી મા !



મા, મેંઢા મટી બન્યા કેસરી, ભમરાળી મા,
મા, ચડયા આઝાદી જંગ, સિમલાવાળી મા !
મા, ડુંગરે ડુંગરે દા' લાગિયા, ભમરાળી મા,
મા, ભારતીએ રાખ્યો રંગ, સિમલાવાળી મા !



મા, અબ્દુલ–અબુલ બે બાન્ધવા, ભમરાળી મા,
મા, સાચવે સરહદ–અંગ, સિમલાવાળી મા !
મા, રાજેન ઘૂમે બિહારમાં, ભમરાળી મા,
મા, દ્રાવિડે રાજાજીનો રંગ, સિમલાવાળી મા !



મા, ઘૂમે વલ્લભ ગુજરાતમાં, ભમરાળી મા,
મા, સેનાનો સરદાર, સિમલાવાળી મા !
મા, ચોમેર જવાહર ઘૂમતા, ભમરાળી મા,
મા, હિંદના હૈયાના હાર, સિમલાવાળી મા !



મા, પોત તમે પરકાશિયું, ભમરાળી મા,
મા, વીંઝયા દમનના તીર, સિમલાવાળી મા !
મા, કારાગારો છલકાવિયાં, ભમરાળી મા,
મા, શોણિત વહ્યાં જેમ નીર, સિમલાવાળી મા !



મા, આજે ગગન ઘન ઘેરિયું, ભમરાળી મા,
મા, ચહુદિશ છે અન્ધાર, સિમલાવાળી મા !
મા, મુંગી કોયલ, મુંગા મોરલા, ભમરાળી મા,
મા, ઘુવડનો જયજયકાર, સિમલાવાળી મા !



મા, વૈશંપાયન તને વીનવે, ભમરાળી મા,
રખે પોરસાઈ થાતી ઢીલ, સિમલાવાળી મા !
મા, જંગ આઝાદીનો જીતશું, ભમરાળી મા,
મા, તારું આસન ડામાડોળ, સિમલાવાળી મા !



[ ૩૪ ]

## તજવું ન હિંદુસ્તાન!

ઢાળ:—પ્રાણિયા ભજી લેને કિરતાર
આ તો સપનું છે સંસાર!..
એ ભોજા ભગતના ચાબખાનો.

ભાણિયા, ભાંગી પડે આસમાન,
તો યે તજવું ન હિંદુસ્તાન!

❦

કુડી કોંગ્રેસ કહે: સ્વારથિયા આપણે:
હરીએ રિયા હિંદ કેરૂં ધાન!
ખોટી એ વાત, મોટા પરગજુ આપણે
તારે માનવું હોય તો માન!
ભાણિયા, ભાંગી પડે આસમાન,
તો યે તજવું ન હિંદુસ્તાન!

❦

આપસમાં અથડાઈને કપાઈ મરતા'તા
ઈ હિંદુ ને મુસલમાન!
આપણે પહોંચ્યા તયેં શાંતિ થપાણી
નકર વળી જતે સૌનો ઘાણ!
ભાણિયા, ભાંગી પડે આસમાન,
તો યે તજવું ન હિંદુસ્તાન!

અભણ તો એવા કે કાળા અક્ષરની
નામની યે ન્હોતી પીછાણ!
દોઢ દોઢ સૈકા લગી ભણાવ્યા ગણાવ્યા તયેં
માંડ કંઈક આવી છે સાન!
ભાણિયા, ભાંગી પડે આસમાન,
તો યે તજવું ન હિંદુસ્તાન!

દુકાળ તો જાથુકની વસ્તુ હતી ને
રોગ હતા નિત્યના મહેમાન!
પેટ ભરી જમતા કો વારે તહેવારે–
જે દિ' આથમણો ઊગતો ભાણ!
ભાણિયા, ભાંગી પડે આસમાન,
તો યે તજવું ન હિંદુસ્તાન!

સિંહાસનવન્તા સાતસેં રાજાઉં ઈ તો
સાચવે આપણું સન્માન!
આપણે આધારે જે જીવી રિયા,
એની છાતીમાં મારવા શેં બાણ!

ભાણિયા ભાંગી પડે આસમાન,
તો યે તજવું ન હિંદુસ્તાન !



પાંચ કરોડ ઓલ્યા અછુતોને ક્યાં છે
આપણા વણુ આશરાનું સ્થાન !
હિંદને છોડીને જો હેંડયા કદી આપણે તો
નહિ રહે એમનું નિશાન !
ભાણિયા ભાંગી પડે આસમાન
તો યે તજવું ન હિંદુસ્તાન !



ઝીણાને પૂછો, ઓલા આંબેડને પૂછો,
ને પૂછો કોઈ રાજા કે રાણુ:
જામને પૂછો ને રામને પૂછો:
સૌ કરશે ઈ આપણા વખાણુ !
ભાણિયા ભાંગી પડે આસમાન
તો યે તજવું ન હિંદુસ્તાન !



ગાંધી ને ગાંધીના ચેલકા કિયે તેથી
કરીએ જો આપણે પરિયાણુ:
જગના લોકો ચડી છાપરે પુકારશે
કે લાગે છે મીઠાની તાણુ !
ભાણિયા ભાંગી પડે આસમાન
તો યે તજવું ન હિંદુસ્તાન !



સલ્તનતું કંઈક ઊગી ને આથમી
એના શોધ્યાં ન સાંપડે નિશાન:
આપણું રાજ, ભાણા, અચળ તપવાનું
ભલે ઓલવાઈ જાય ભાણ!
ભાણિયા ભાંગી પડે આસમાન,
તોયે તજવું ન હિંદુસ્તાન!



મોગલો આવ્યા ને મરાઠાઓ આવ્યા
ને આવ્યા તરક ને પઠાણ!
આપણે તોલે એમાં કોઇયે ન આવે–
જેણે પારસ બનાવેલ પાણ!
ભાણિયા ભાંગી પડે આસમાન
તો યે તજવું ન હિંદુસ્તાન!



એવા બ્રિટનને જાકારો દેતાં
ઉપડી શેં ગાંધીની વાણ!
વૈશંપાયનનો વાલો લેખાં લેશે તયેં
થાશે સૌની સાચી પીછાણ!
ભાણિયા ભાંગી પડે આસમાન
તો યે તજવું ન હિંદુસ્તાન!



[ ૩૫ ]

## વારી જાઉં રે અનંત !

[ ૯-૬-૪૪ના 'ફુલછાબ'ના અંકમાં પ્રસિદ્ધ થયેલ, ભાવનગરના પત્ર'માં આ પ્રમાણે લખાણ છે: "દીવાન શનિવારે સોનગઢ ગયેલા. ત્યાં તાલુકદારો, વેપારીઓ વગેરેની સભા મળી, ભાવનગર સાથે તેઓ જોડાયા તેની ખુશી બતાવી તેમજ પરમીટ વગેરેનો ત્રાસ છે તે દૂર કરવા વિનંતી કરી. દીવાને જવાબમાં કહ્યું કે તમારા બાળકોને સંસ્કારી બનાવો. રાજ્ય તમને વચન આપે છે કે તમને યોગ્ય નોકરી અપાશે. બાકી તો તમને હજુ તો શિંગડીઓ-કુમળી શિંગડીઓ-લાગી છે. શિંગડાં વાગવાં હજુ બાકી છે. તે તમારે તૈયાર રહેવાનું છે. આ વાક્યના અર્થ કોઈ સમજી શક્યું નથી એટલે મનફાવતો અર્થ સાંભળનારા કરી રહ્યા છે." ]

રાગ : ઓધવ જાણે તેને તો અમે જાણીએ રે-
વર રાધાજીનો વખાણીએ રે-
એ સુપ્રસિદ્ધ રાસડાનો
અથવા-ભાવનગર તાબે કોંજળી ગામમાં તાજેતરમાં સાંભળેલ
"વારી જાઉં રે વૈજનાથ તારા નામને રે." એ ઢાળ

વારી જાઉં રે અનંત, તારા નામને રે :
જગ આખું જાણે છે તારા કામને રે !

બીજા શીંગડિયું ભરાવે, જપે રામને રે :
તું તો શીંગડાં ભરાવે આખા ગામને રે !

તારા રાજમાં રૈયતને લીલાલ્હેર છે રે :
ગજનો ઘાઘરો ને જોજનનો ઘેર છે રે !

તેં તો ભાવેણું વૈકુંઠ વસાવિયું રે :
આખા જગને તેં જુગતે હસાવિયું રે !

તારી ગત્યનો ના પાર કોઈ પામતા રે
અક્કડ ઓસરે ને હાજિયા જામતા રે !

તું તો ગોરાઊંની વાદે જાય ઘોડતો રે :
આડું આવે તેને ભાંગતો ને ફોડતો રે !

સોહે ગરવો **ગજાનન** સદા સાથમાં રે :
જેમ જંગલ અન્ધાર કેરી બાથમાં રે !

હ. કા. મે'તા રેતા તે સદા સંગમાં રે :
સમો વરતોને રાખે તને રંગમાં રે !

પડયો બોલ તારો દોડતા ઝીલવા રે :
નીર ઝાંઝવાના પીવા, રેતી પીલવા રે !

તારે ઘીની નદીયું ને દુધના સાગરા રે :
માંહી ઝીલે ને ખીલે તારા નાગરા રે !

તું રાજનું ઘરેણું, કુલનો દીવડો રે,
ગોહિલ ધરતી કેરો તું મોજી જીવડો રે !

બંધ તારે નથી બોલવે ને ચાલવે રે:
વેણુ ભાવેણે ને મંન માળવે રે!

ઝીંકયે રાખ્ય જેમ ફાવે તેમ બાપલા રે:
કોઈને ટાપલિયું ને કોઈને ટાપલા રે!

ઘડી આજ કેરી રૂડી રળીઆમણી રે:
કાલ ઉગશે, ઉગાડશે કેવી ધણી રે!

પડી ટેવ વાંકુ બોલવાની લોકને રે:
(પણ) ચાલે સંગીત ત્યાં કોણ સુણે પોકને રે!

તને ઇજારા સંગ જુની પ્રીતડી રે:
રાજ રાખવું ઈજારે એવી રીતડી રે!

તારા કુળમાં ઈજારા વઝીરાતના રે:
તારા રાજમાં ઇજારા બધી વાતના રે!

રાખ્યું માખણ ઇજારે તારા સાથીએ રે:
રંગ રાખ્યો છે ચીંથરાના હાથીએ રે!

ગુણનો ઓશિંગણ, દેવ કેરો દાસડો રે:
વૈશંપાયને ગાયો છે તારો રાસડો રે!

નથી ગામને ગરાસ કેરી ખેવના રે:
ચઢે મોભે નવ પાણી કદી નેવના રે!

તને જોવો, વળી ગાવો, ગવડાવવો રે:
વૈશંપાયનના જીવનનો લાવો રે!

[ ૩૬ ]

## અરધી એળે ગઈ !

**ઢાળ : ભોજા ભગતના ચાબખાનો :**

વાલ્યમા વેરણ આ લેખણ થઈ,
 જિન્દગી અરધી એળે ગઈ !
રાત ને દિ' તમે હૈયડે રાખો,
 ગાંઠના કાગળ લઈ :
ધોળામાં કાળાં ચીતરતાં, મુંડ આ
 કાળી હતી તે ધોળી થઈ !
વાલ્યમા, વેરણ આ લેખણ થઈ,
 જિન્દગી અરધી એળે ગઇ !

આઠ આઠ દિ'એ એક વારતા જોડો
 ને કવિતાનું લેખું ય નહિ;
પાનિયાંનો પરવત આભે અડયો....પણ
 આંખો પાતાળે ગઈ !
વાલ્યમા, વેરણ આ લેખણ થઈ :
 જિન્દગી અરધી એળે ગઈ !

મનુરો ને કાનુડો નિશાળે જાય તેની,
ફીની રકમ ચડી ગઈ:
બચુડી ને બાબલો ય મોટાં થયાં હવે
ભણવાની ઉમર થઇ!
વાલ્યમા, વેરણુ આ લેખણુ થઈ:
જિન્દગી અરધી એળે ગઇ!
તારુડી ને તનુડો માંહલા સદાયના
ઓસડ વણુ ચાલે નૈ:
દાક્તર બતાડે દૂધ ને સંતરાં:
ને ઘરમાં નથી એક જૈ!
વાલ્યમા, વેરણુ આ લેખણુ થઈ
જિન્દગી અરધી એળે ગઇ!
માંડ માંડ જીવતી આ નાની રમૂડી
ઘડીઘોડિયામાં રિયે નહિ:
માહિને માસે માથે ઊભી સુવાવડ:
તેની વેતરણુ આ બાકી રહી!
વાલ્યમા, વેરણુ આ લેખણુ થઇ:
જિન્દગી અરધી એળે ગઈ!
આપણા જ ગામનો ઓલ્યો માલિયો મોચી
જેને દિન-દુનિયાનું ભાન નૈ:
આજકાલ કરતાં એણે મેડિયું બંધાવી ને
થઇ બેઠો માલશી લૈ!
વાલ્યમા, વેરણુ આ લેખણુ થઇ
જિન્દગી અરધી એળે ગઈ!

કાનિયો કોળી ને વાલો કુંભાર, વળી
રેતલ રવજી સઇ :
લડાઈ પરતાપે સૌ લહેર કરે પણ
આપણે ઈ ના ઈ !
વાલ્યમા, વેરણ આ લેખણ થઇ :
જિન્દગી અરધી એળે ગઈ

ખોટો ધંધો તમે મૂળથી લીધો જેમાં
પાઈનું વળતર નહિ....
શાહી ને કાગળના ખરચા નકામા—
આ તો વ્યાજ સોતી મૂડી ગઈ !
વાલ્યમા, વેરણ આ લેખણ થઈ :
જિન્દગી અરધી એળે ગઈ !

ચન્દા ને સૂરજ ને તારાઓની વાતું
ચીતરો કાગળ લઈ લઈ :
ઘરમાં અન્ધારું; એને આઘેરું ઠેલવા
ઘાસતેલ — ટીપું નહિ
વાલ્યમા, વેરણ આ લેખણ થઈ,
જિન્દગી અરધી એળે ગઈ !
ઉષા ને સન્ધ્યા ને ઇન્દરધનુષ્યના
રંગમાં ઝબોળો પીંછી જઈ :
છોકરાઉં સામે જરા મીટ તો માંડો, ક્યાંય
ઝાંખીએ લાલી રહી !
વાલ્યમા, વેરણ આ લેખણ થઈ :
જિન્દગી અરધી એળે ગઈ !

મકાન-ધણીનો માણસ આવ્યો તો,
છેવટની નોટિસ લઇ :
દૂધવાળે લૈયે રોકડું સુણાવ્યું-હું તો
સંભળાવું કોને જઈ !
વાલ્યમા. વેરણ આ લેખણ થઈ.
જિન્દગી અરધી એળે ગઈ !
ધંધાની ખોટ નથી-કાંઈ નો આવડે તો
બંગડીની ફેરી કરો જઈ :
ગાણા ગાશો તો બાયડિયું ઉલટશે-
મ્હોં માગ્યા દામ લઈ લઇ !
વાલ્યમા, વેરણ આ લેખણ થઈ
જિન્દગી અરધી એળે ગઈ !
કાંઇ ન બને તો યે લખવાનું છોડો
એટલી કાગળ ને શાહી બચી ગઇ.
વૈશંપાયનના સ્વામી મરતી દેખોજ મને-
લખો જો લેખણ લઈ !
વાલ્યમા, વેરણ આ લેખણ થઈ :
જિન્દગી અરધી એળે ગઈ !

☆

[ ૩૭ ]

## વેવલ... રંગ છે તને વીરા !

**રાગ : કાચબા-કાચબીના ભજનનો**

રંગ છે વેવલ, રંગ તને વીરા, જીતી લીધો તેં જંગ,
તારી કળા દેખી દુનિયા આખી, આજે બની છે દંગ:
મુબારક! મુબારક! કહેતી:
બાધી બની જોઈ રહેતી !

લોક તો ધારતા પાણીનું માછલું ધરા પે કરશે શું ?
જુધનો જીવડો રાજનીતિ કેરા જળમાં તરશે શું ?
તેં તો કરી હિમ્મત કેવી :
ત્રણે લોક જોઈ રે' એવી !

વાણીઆ હારે વઢી કરવી આપણું નહીં એ કામ;
વાતુંના વનમાં અટવાયા પછી ગોત્યું જડે ના ગામ :
અધવચ્ચે દે રઝળાવી :
બધું પછી લિયે પડાવી !

વષ્ટી તો ત્યાં કામની વીરા, જ્યાં કંઈક દેવાની વાત:
આર પાઈ નથી ચૂકવવી ત્યાં કરવી શી પંચાત:
ઊભી કરી આશા ખોટી:
પછી શું ઉગામવી સોટી !



વષ્ટીની સૃષ્ટિને છોડી તેં વીરા, ઈ ભારી કર્યું છે કામ:
છતના ઉપર છોણું ચડાવ્યું પાઠવીને પયગામ:
કે "આટલું કરશો આપા,
તો આઝાદી મળશે બાપા !

હિંદભૂમિનાં માણુસ માતર, પશુપંખી ઝાડપાન....
પા'ડ પથ્થર ને નદિયું નાળ: એક બની કરો ગાન....
સંપ્યાં અમે દેવાદિદેવા !
(તયેં) આઝાદી આવજો લેવા !"

વાહ રે વેવલ, ધન કરામત, તું પર સૌ બલિહાર !
હિંદની ધરતી ફરી જીતી તેં વાપર્યાં વણુ હથિયાર !
હંફાવતો સૌને ગાંધી:
એને તેં લીધો બાંધી !



[ ૩૮ ]

## પ્રીત કી રીત !

[ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની વકીલાત કરવા માટે હિંદી સરકારે મહાત્મા ગાંધીને કેમ ન મોકલવા એવી એક પ્રશ્નોતરી દરમ્યાન ડૉ૦ ખરેએ કહ્યું: "પ્રેમના શાસ્ત્રથી કે પ્રેમની રીતથી હું પરિચીત નથી." ડૉ૦ ખરેની આ કેવળ નમ્રતા જ છે. એક વખતનો ચુસ્ત કાંગ્રેસવાદી આજે હિંદી સરકારના ડાબા અંગ જેવો થઈ પડયો છે–તે શું 'પ્રીત કી રીત' સમજ્યા વગર જ ! ]

ડૉ. ખરે : ( વેવલને ઉદ્દેશીને )

સજનવા પ્રીતકી રીત ન જાનું !
મૈં જાનું ઈતના હિ કેવળ :
મૈં કમલિની તુમ ભાનુ !
સજનવા, પ્રીત કી રીત ન જાનું !

વેવલ : પ્રીત હિ પ્રીત કી રીત હે સજની,
તું નાહક કયોં ભયભીત, હે સજની !
પ્રેમયુદ્ધકી ઐસી હિ રીત હે સજની,
જો હારે ઉન્કી હિ જીત હે, સજની !

અબ છોડ તું એસી બતિયાં, સજની,
સુન બઠ જાયે મેરી છતિયાં, સજની,
તું જાને સબ કુછ: મેં જાનુ!
ફિર કૈસે યે બાતેં માનુ?

ખરે: સજનિયા તું જાને પ્રીતકી રીત!
સજનવા, પ્રીત કી રીત ન જાનું!
મેં જાનું ઇતના હિ કેવળ,
મે તૃણ, તુમ હો કુશાનુ!
સજનવા, પ્રીત કી રીત ન જાનું!

વેવલ: તૃણ તું! નહિ નહિ તું ફુલમાલા!
તૃણ થી, જબ થા ગાંઘી સે પાલા!
મેં કૃશાનુ? સચ! લેકિન, બાલા,
કોં ગ્રે સ કો હિ જ લા ને વા લા!
તું માલા, મેં કંઠ હું સજની!
મિલને કો ઉત્કંઠ હું સજની!

ખરે: કયા યહી હૈ પ્રીતકી રીત સજનવા,
વેવલ: જો હારે ઉનકી જીત...
ખરે: સજનવા, પ્રીત કી રીત ન જાનું!
મેં જાનું ઇતના હિ કેવળ
મેં કુછ હિ ના જાનું!
વેવલ: જૈસી હો ઐસી આઓ સજની!
બાતેં અબ ન બનાવો સજની

અપને રંગ દિખાઓ સજની,
દિન બરલાકા આવો મનાઓ, સજની!

ø

ખરે : ક્યા યહી હે પ્રીત કી રીત સજનવા?
વેવલ : જો હારે ઉનકી જીત!
ખરે : સજનવા પ્રીતકી કી રીત ન જાનું
ઇતના હિ કેવળ મેં જાનું
વેવલ : સ બ જા નું....
હવે શું કહેવાનું?
"તું જેમ છો તેમ જ આવ ચાલ
ઠાલો ઠઠારો અબ છોડ ખાલી!"
કોંગ્રેસ છોડી? ઠીક એ કર્યું છે!
ગાંધી તજ્યો? એ મંહિ શું બગડ્યું છે?
ખરે : માયા જુના સ્નેહી તણી જલાવી...,
વેવલ : સારૂં કર્યું, આંહિ તું ચાલી આવી!
ખરે : સજનવા પ્રીત કી રીત ન જાનું!
મેં જાનું ઇતના હિ કેવળ...
વેવલ : કિ તુમ જલ... મેં વેરાનું!
ખરે : ક્યા યહી હે પ્રીત કી રીત સજનવા,
વેવલ : જો હારે ઉન્કી જીત,
ખરે : સજનવા મેં પ્રીતકી રીત ન જાનું!

ø

[ ૩૯ ]

## રામ અને જામ !

[ માનવીની અને તેમાંયે રાજવી બનેલા માનવીની પામરતાને કોઈ સીમા નથી. તેનું યથાર્થ ચિત્ર જામનગરની શાળાઓમાં કુમળા વિદ્યાર્થીઓના દિલ અને દિમાગ ઉપર ઠસાવવામાં આવતા પાઠોમાં મળી રહે છે. ]

હું જામ છું !
હું રામ છું !
છો વાંક દેખું જગત બદગોઈ કરે,
ભક્તજનને મોક્ષ દેનારૂં હું પાવન નામ છું !



પથ્થરો મુજ રાજમાં આરસ બતા,
કાચના ટુકડા ચડી મુજ તાજમાં પારસ થતા,
રામે તાર્યો'તો ફક્ત એક જ પહાણ—
હું જગત આખાની પાણાખાણનો અંજામ છું !
હું જામ છું !
હું રામ છું !



હું જામ છું !
હું રામ છું !
રામ કીર્તિ – ડંક બહુ તો લંકમાં,
જામ આળોટે સદા યે વિશ્વ કીર્તિ–અંકમાં:

રામ ના લંડન ગયા,
ને ના કદી
જાનકીપતિ ભૂપતિમંડળતણા મંત્રી થયા !
રામ તે તો ફક્ત રામ જ રામ છે;
પણ જામ ?
રામને સપને નહોતાં એહવાં
સેંકડો વિશેષણોનું ધામ છે !
હું જામ છું !
હું રામ છું !



રામ કેરાં રાજ્યમાં
ધોબી તણી યે ધૃષ્ટતા દેખાય છે:
જાનકી જેવી સતીને
નિન્દવા ગોઝારી જીભો ધાય છે !
પણ આંહિં
મેં પ્રવર્તાવેલ કાનૂની કડપના ધાકમાં
શંખણીઓની વિરૂદ્ધ પણ એક અક્ષર કાઢતાં
ધોબીઓ તો શું,
ભલભલાની જીભ પર તાળાં જ લાગી જાય છે....
ને ભલભલાની પીઠ પર પથ્થર ખડા થઈ જાય છે !



હું જામ છું !
હું રામ છું !
રામ તો પોતે હતા જે કૈં હતા,
સત્તા હતી ના પીઠને સંરક્ષતી કો તેમની
ને જામને.

સામ્રાજ્યની છાયા શીળી,
જ્યાં હસ્તિની બની મ્હાલતી નિર્જીવ કીડી !
ને હું વળી પોતે જ તો ગજરાજ છું :
મહાબાજની રક્ષાતળે ખૂબ મહાલતો મહાબાજ છું !
જેના પ્રતાપે કમ્પતાં સૌ એહવું હું નામ છું !
હું જામ છું !
હું રામ છું !



ને રામની કીર્તિ ? અલૌકિક આમ છે....
કે વાલ્મીકિની પ્રતિભાએ ભર્યો એ જામ છે !
રામ સાચા—પણ ન રામાયણ વિના !
જામ હું તો જામ ! જામાયણ વિના !
જાગશે ભાવિમંહિ નવવાલ્મિકી કો સૃષ્ટિમાં,
ને જામ-કીર્તિ જો કદી જાશે ચડી એ દૃષ્ટિમાં,
તો જગત નિહાળશે—
કે રામથી મોટો નહિ તો
રામના જેવો જ હું પયગામ છું !
હું જામ છું !
હું રામ છું !

---

નોંધઃ—આ કાવ્યને જામનગરની 'શત્રુશલ્યસિંહજી પાઠમાળા'માં દાખલ કરવાની ઈચ્છા જામનગરના કેળવણી અધીકારીઓને થાય તો તેઓ બા-ખુશી તેમ કરી શકશે. આના કોપિરાઈટ કર્તાએ કે પ્રકાશકે પોતા પાસે રાખ્યા નથી.

[ ૪૦ ]

## કલમ મારી સંભાળ રે!

**પાપ તારૂં પરકાશ જાડેજા, ધરમ તારો સંભાળ રે**
**તારી બેડલીને બૂડવા નહિ દઉં, જાડેજા રે,**
**એમ તોળલ કહે છે જી!**
**એ જેસલ-તોળલના મશહૂર ભજનનો ઢાળ**

[વાઈસ્કાઉંટ વેવલને હિંદના વાઈસરોય તરીકેનો પોતાનો ચાર્જ સોંપતી વખતે, માર્કવિસ ઑફ લિન્લિથગોએ ગાવાનું ગીત]

કાતું[1] તારૂં તું છોડ, વેવેલ વીર,
કલમ મારી સંભાળ રે,
તારી બેડલી સડસડ જાશે દડી,
વેવેલ વીર રે,
લિન્લિથગો કહે છે જી!

જતા મથેજા વાર,[2] વેવેલ વીર,
જતા મથેજા વાર રે,

૧ તલવાર
૨ જેટલા માથાના વાળ! ( કચ્છી ભાષાના સબ્દો )

એટલા ઓર્ડિનન્સ મેં કાઢિયા,
વેવેલ વીર રે,
લિન્લિથગો કહે છે જી !

લૂંટી કોંગ્રેસ કેરી જાન, વેવેલ વીર,
લૂંટી કોંગ્રેસ કેરી જાન રે,
કૂડીબંધ મોડબંધા બાંધિયા,
વેવેલ વીર રે,
લિન્લિથગો કહે છે જી !

ખોલ્યાં જેલુંનાં કમાડ, વેવેલ વીર,
ખોલ્યાં તુરંગોનાં દ્વાર રે,
ધાયાં તેને પધરાવિયાં,
વેવેલ વીર રે,
લિન્લિથગો કહે છે જી !

ગાંધીને કરાવ્યા અપવાસ, વેવેલ વીર,
ગાંધીને કરાવ્યા અપવાસ રે,
બાવીસ દા'ડાના પુન્ય વહોરિયાં,
વેવેલ વીર રે,
લિન્લિથગો કહે છે જી !

ઉતાર્યું ગ્વાયરનું ગુમાન, વેવેલ વીર,
ઉતાર્યું ગ્વાયરનું ગુમાન રે
કાયદાને રણમાં રોળિયો

વેવેલ વીર રે,
લિન્લિથ્ગો કહે છે જી !

ø

સાધ્યો મેં ભીમડો ભૂત, વેવલ વીર,
સાધ્યો મેં ભીમડો ભૂત રે,
આઠ કોટિ અછૂત ઉગારિયા,
વેવેલ વીર રે,
લિન્લિથ્ગો કહે છે જી !

ø

મંત્ર્યો મેં માધવરાવ, વેવેલ વીર,
મંત્ર્યો મેં માધવરાવ રે,
અણુનાં પળિયાં ઉજાળિયાં
વેવેલ વીર રે,
લિન્લિથ્ગો કહે છે જી !

ø

ચગવ્યો ઝીણાનો પતંગ, વેવેલ વીર,
ચગવ્યો ઝીણાનો પતંગ રે,
કોમવાદિયુંને ઝિરદાવિયા,
વેવેલ વીર રે,
લિન્લિથ્ગો કહે છે જી !

ø

દીધાં બળદ કેરાં દાન, વેવેલ વીર,
દીધાં બળદ કેરાં દાન રે,
લોક કેરાં દિલને ડોલાવિયાં,
વેવેલ વીર રે,
લિન્થથ્ગો કહે છે જી!



આવાં તો અગણિત કામ, વેવેલ વીર.
આવાં તો અગણિત કામ રે,
મેં કર્યાં ને તારે કરવાં,
વેવેલ વીર રે,
લિન્લિથ્ગો કહે છે જી!



શિખામણ કેરા એ બે બોલ, વેવેલ વીર,
વૈશંપાયનના આ બોલ રે,
પાળીશ તો જયજયકાર છે,
વેવલ વીર રે,
લિન્લથ્ગો કહે છે જી!

[ ૪૧ ]

## તારી બલિહારી

[ પરદેશી ગોરી સત્તાએ હિંદમાં આચરેલી વિવિધ ભેદનીતિ અને તેના પરિણામે જન્મેલી અરાજકતાની વાસ્તવલક્ષી વાત શ્રી. વૈશંપાયને એની હંમેશની કટાક્ષમય બાનીમાં અહીં ઉતારી છે. ]

**રંગ તાળી, રંગ તાળી, રંગ તાળી, કે રંગમાં રંગ તાળી!–એ ઢાળ**



બલિહારી, બલિહારી, બલિહારી કે ગોરી તારી બલિહારી!
તું તો આખા મલકની ધુતારી કે ગોરી તારી બલિહારી!
તું તો ફૂંકી ફૂંકીને ફોલનારી કે ગોરી તારી બલિહારી!
મંત્ર માંગલ્યના બોલનારી કે ગોરી તારી બલિહારી!
તારી જીભે જગહિત કેરી વાતું કે ગોરી તારી બલિહારી!
તારે કાળજે કપટ કેરૂં કાતું કે ગોરી તારી બલિહારી!
સદા શાહુકારી વેષમાં હીંડે કે ગોરી તારી બલિહારી!

છતાં મન તારું તસ્કર, તે છીંડે કે ગોરી તારી બલિહારી!
તેં તો નંદન આ વેરાન કીધું કે ગોરી તારી બલિહારી!
દાન દુર્ભિક્ષો કેરું દીધું કે ગોરી તારી બલિહારી!
તારે સ્પર્શે સુકાણી દેવવાડી કે ગોરી તારી બલિહારી!
અહીં રાખ તેં મસાણુની ઉડાડી કે ગોરી તારી બલિહારી!
નિત્ય નૂતન તું બેડીઓ ઘડતી કે ગોરી તારી બલિહારી!
કાળકોટડી બની છે આખી ધરતી કે ગોરી તારી બલિહારી!
હતી ઘી દૂધની રેલછેલ કે ગોરી તારી બલિહારી!
નથી મળતું ત્યાં ટીપું ઘાસતેલ કે ગોરી તારી બલિહારી!
ભર્યા અન્નના ભંડાર આજે ખૂટ્યા કે ગોરી તારી બલિહારી!
બની કોટવાલ, કુળને તેં લૂંટ્યા કે ગોરી તારી બલિહારી!
સદા જલતી જ્યાં સંસ્કૃતિની જ્યોતું કે ગોરી તારી બલિહારી.
જગ આવી જ્યાં જડતા ખોતું કે ગોરી તારી બલિહારી!
બની આજે તે જ્ઞાનમાં ભિખારી કે ગોરી તારી બલિહારી!
કાળા અક્ષરને કૂટી મારનારો કે ગોરી તારી બલિહારી!
સડે શ્રમજીવી અન્ન વસ્ત્રવોણા કે ગોરી તારી બલિહારી!
તારાં સુસ્તોના ભર્યાં દૂધદોણાં! કે ગોરી તારી બલિહારી!
વીતે સંતોની જિંદગી તુરંગે કે ગોરી તારી બલિહારી!
ખુશામતિયા તારા તે રમે રંગે કે ગોરી તારી બલિહારી!
તારી જીભ જે બોલે તે કાયદો કે ગોરી તારી બલિહારી!
પાપ હાજર....ને પુણ્ય કેરો વાયદો કે ગોરી તારી બલિહારી!

તું તો સામદામભેદમાં શૂરી કે ગોરી તારી બલિહારી!
સજ્જ રાખતી સદૈવ તોય છૂરી કે ગોરી તારી બલિહારી!
તારું ભેજું ચાલે છાનુંમાનું કે ગોરી તારી બલિહારી!
જાણે લઘુમતિઓનું કારખાનું કે ગોરી તારી બલિહારી!
માથાં મુગટવંતા તને નમતાં કે ગોરી તારી બલિહારી!
તું રમવે તે રીતે રમતાં કે ગોરી તારી બલિહારી!
શેર શ્વાવજ, તે તારી કને ઘેટાં કે ગોરી તારી બલિહારી!
સોયે સરખા—હો વડ કે ટેટા, કે ગોરી તારી બલિહારી!
તારી ગત્યને તું એક જ જાણે કે ગોરી તારી બલિહારી!
કંઇક ગાંધી ને કોંગ્રેસ પિછાણે કે ગોરી તારી બલિહારી!
ભલે જાકારો ગાંધી તને દેતા કે ગોરી તારી બલિહારી!
રખે મેણું એ મન પર લેતાં કે ગોરી તારી બલિહારી!
હજુ બે–ચાર સૈકા થવા દે કે ગોરી તારી બલિહારી!
હજુ મૃત્યુને પૂરૂં નાચવા દે કે ગોરી તારી બલિહારી!
પછી જાવા તું તૈયાર થાજે—કે ગોરી તારી બલિહારી!
વૈશંપાયનને સાથે લેતી જાજે! કે ગોરી તારી બલિહારી!



[ ૪૨ ]

## છાપામાં વાંચી જેદિ'થી, ઉડી એની ઊંઘ તેદી'થી

[ સતી અનુસુયાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને બાળક બનાવીને ઘોડીયે હીંચોળ્યા હતા......

પણ વાઇસરોયે કારોબારીના સભ્યો એ દેવોની કોટીના તો નથી......અને તેથી એમને બાળક બનાવવા પડે એમ નથી.

ગાંધીજી છુટયા છે એવી વાત સાંભળીને જેમની ઉંઘ ઉડી ગઇ છે એવા એ બાળકોને વેવલ હીંચોળીને પોઢાડી દે છે એવી કલ્પના છે. ]

ઢાળ

આભમાં ઉગેલ ચાંદલો ને જીજીબાઈને આવ્યાં બાળ :
બાળુડાંને માત હિંચોળે
ઘણુણુ ડુંગરા બોલે....એ
શિવાજીના હાલરડાનો.

આભમાં ઊડે આઝાદી કેરી વાતુંના અબીલ ગુલાલ–
કોટિ ગુલામોને શોણિતસાગરે ધરતી લાલંલાલ
વ્હાલિડાને વેવલ હિંચોળે–
સિમલાના ડુંગરા ડોલે
દિલ્હીના કાંગરા ડોલે !



વણુવાદળની વીજળી જેવી ગાંધી–મુક્તિની વાત
છાપામાં વાંચી જે દિ'થી,
ઉડી એની ઊંઘ તે દિ'થી !



પહેરી ઓઢી લેજો, બાપલા મારા, ચાંદનીના દિન ચાર,
કાલે સમાધાન જો થાશે–
તમથી ઘડી ક્યાં ન રે'વાશે !



ખાઈ પી લેજો પેટ ભરીને : કોણે દીઠી છે કાલ ?
જવાહર જ્યાં નીકળ્યો વ્હારો:
તમારે સંતાવા વારો !



માણવું હોય તે માણી લેજો, ન્હાયા તેટલું પુણ્ય :
સમાધાન થયું જો બાળા,
ભરવાના તારે ઉચાળા !



મોટા પગારો ને માન ને મોભા—ને રાજવી દોર દમામ—
બધું આથમશે તે દિ'
સાચા ધણી છુટશે જે દિ !

દોડવું હોય તેટલું દોડજો, ભૈલા, ગાદિયુંનો નથી પાર :
બીજા ભલે ઉભા ઠેલાતા—
બીજા ભલે ભીડ ભીંસાતા—
બારણિયે ને બારે ટીંગાતા
બીજા ભલે અડધા થાતા !

કામને નામે આરામ આખો દિ'ને બોલવું ફાવે તેમ :
ભરવાં પગલાં ગણી ગણીને ભરાવું જેટલા, જેમ....
રે'મ બ્રિટનની પુરી
કેમ રે' આશ અધુરી !

ન કરે નારણ ને કાલે ઉઠીને ઉઘડે જેલના દ્વાર—
હડુડુડુ કરતા બહાર પડે બધા હિંદ તણા હકદાર
તે દિ તારે ભાગવું દોડી
સંભાળીને બીસ્તર દોરી
તળે એવી આવશે રે'લું !
કે ભાગીશ મૂકી 'વાઉચર' છેલ્લું !

ઘડી – બ – ઘડી માણી લે તેથી લાડકવાયા લાલ

વ્હાલિડાને વેવલ હિંચોળે
સિમલાના ડુંગરા ડોલે!
રામસ્વામીને ઘુઘરા વાલા–
ફિરોઝને ભાવે મસાલા!
આંબેડને ઉંઘ ન આવે:
ગાંધીની યાદ સતાવે!
ખરે મારો સદાનો ખોટો:
આપું એને એક લખોટો!
સુલ્તાનને રેડિયો દેજો–
જોગન્દરને કાંઈ ન દેજો!
દલાલના હાથમાં નેજો–
કાં જે મારા નવો ભાણેજો

ø

છાપરે ચડીને વૈશંપાયને દીઠો બધો આ તાલ!

દેખિને હસિયો એવું:
કાળના રૂદન જેવું!

ø

[ ૪૩ ]

## નહિ નમશે નિશાન, બંકા બાપુના !

ઢાળ: નહિ નમશે, નહિ નમશે,
નિશાન ભૂમિ ભારતનું !

નહિ નમશે, નહિ નમશે,
નિશાન, બંકા બાપુના !
આપખુદીની ધૂંધળી ધજાનું
સાચવશું સન્માન !
બંકા બાપુના !

સાહ્યબી સૈકા-જૂની અમારી :
કઈ તાકત અમને પૂછનારી ?
ઉતારશું અરમાન !
બંકા બાપુના !

લીલુડાં માથાંને વધેરી :
ધરતી આ કરી છે ઘરઘેળી !
નથી કૈં લીધું દાન !
હજુ એ તીર કમાન !
બંકા બાપુના !

સૂરજ ને ચંદરના વંશી!
બજાવશું નિજ કેરી બંસી!
ગમે ન નવલાં ગાન!
બંકા બાપુના!

કોલ કરારે બ્રિટન બંધાયલ:
ત્રાંબા પત્રે લેખ લખાયલ:
મૈત્રીના એંધાણ!
બંકા બાપુના!

તાજ અમારો, રાજ અમારું:
ફક્ત બ્રિટન સરતાજ અમારું:
અન્યને કરશું હેરાન!
બંકા બાપુના!

હિંદી પ્રજાને વાદે વાદે:
ચડે રૈયત અમ મુક્તિ–નાદે:
સાંખશું નહિ ઘમસાણ!
બંકા બાપુના!

કરીએ છીએ તેમ કરતા રહીશું:
ચલમ ને હોકા ભરતા રહીશું:
બદલશું નહિ સુકાન!
બંકા બાપુના!

નવે રવાડે રૈયત ચડશે:
તો પછી ખબરું લેવી પડશે,
આમળી એના કાન!
બંકા બાપુના!

અમે કહીએ તે કાનૂન સાચો :
અમે નચવીએ તેમ જ નાચો :
એ જ ખરું ગીનાન !
ભંકા બાપુના !

બ્રિટન નચાવે તેમ નાચીએ :
પ્રજા નચવી પછી અમે રાચીએ :
ક્યાં ગોપી, ક્યાં કા'ન !
ભંકા બાપુના !

ચક્રવરતિ વણ કોઈ બીજાને,
મુગટધારી નહિ મુદ્દલ પિછાણે :
નાહક સૌ તુફાન !
ભંકા બાપુના !

દુનિયા કૈંક નવાજૂની જોતી :
જાય જહન્નમ સાગરસોતી !
ગાશું પુરાણા ગાન !
ભંકા બાપુના !

કોંગ્રેસી રોગોનાં જન્તુ
અમ હદ પેસી પસારે તન્તુ—
વાળે કચ્ચરઘાણ !
ભંકા બાપુના !

એ તન્તુને તોડી ફગવશું :
આપખુદીનો અલખ જગવશું,
તયેં આવશે સાન !
ભંકા બાપુના !

આવો નવાબો, મીરો આવો,
આવો રાણા, આવો રાવો,
રાજા ને પરધાન!
બંકા બાપુના!

આવો, સૌ સંધિખત સાથે,
લખત જૂનાં ઊંચકીને માથે,
કરી કસુંબાપાન!
બંકા બાપુના!

દિલ્હી નહિ માને તો લંડન
જઈને ખેંચીશું લાંબી લાંઘણ
જોડી જોડી જાન!
બંકા બાપુના!

નવતર વા ધરતીમાં વાયે:
આપણુ બેઠાં પ્રજા પૂછાયે:
અવળો ઊગે ભાણુ!
બંકા બાપુના!

આવો નવયુગને થંભાવો:
આભ તૂટે તેને થોભાવો!
વૈશંપાયનની આણુ!
બંકા બાપુના!

[ ૪૪ ]

## ચલ ચલ રે લીગવાન !

[ 'ચલ ચલ રે નવજવાન !' એ રાહ ]

ચલ ચલ રે લીગવાન !
ચલ ચલ રે લીગવાન !
કહેના મેરા માન–માન;

ચલ રે લીગવાન !

યહ ન તેરા ગાંવ,
યહાંસે ઉઠા પાંવ,

દિલસે મીટા ગમ,
આગે બઢા કદમ;

કર સબકી નાકોં દમ
પહુંચા દે જહન્નમ !

સોચના તેરા કામ નહિ,
સુનના તેરી શાન !

ચલ ચલ રે નવજવાન !

તૂં આગે બઢે જા,
કોંગ્રેસસે લડે જા,

આંધી હો યા તૂફાન,
ગાંધી – ગફારખાન;

ફૂટતા હો આસમાન,
મીટતા હો હિંદોસ્તાન

હટના તેરા કામ નહિ,
ઘટના તેરી શાન!

ચલ ચલ રે લીગવાન.!

હો ખિલાફ ચાહે તુર્કસ્તાન,
મિસ્ર, અરબ, કાબુલ વ ઈરાન,

હો ખિલાફ કોઈ બેઈમાન,
રૂક ન સકેગા યહ કારવાન;

ફિર ભી બનેગા હી પાકીસ્તાન!
ક્યોં ન સામને હો હજારો હયાતખાન*!
ક્યોં ન સામને હો ગાંધી મહાત્માન!

સુન રે લીગવાન!
પ્યારે મુસલમાન!

---

* મર્હૂમ સર સિકંદર હયાતખાન.

કાયદે આઝમકી યહ એલાન :

ચાહે કબ્રસ્તાન બને
સારા હિન્દોસ્તાન

હમ તો લહરાયેંગે યહાં
લીગકા નિશાન;

ચલ ચલ રે લીગવાન !

તૂ બાત કીયે જા,
ધોખેમેં જીયે જા,

'ગર કોઈ નસીહત કરે
તો લાત દિયે જા;

તૂં તોડ દે વતન,
ઔર ફોડ દે મકાન,

હિન્દુ મહાસભાકો ભી
તૂં કર દે પરેશાન.

મેરી જીંદગીકા કારવાં
આજ યહાં ઔર કલ વહાં,
દો ઘડીકી હૈ યહ દાસ્તાં

કલ ન જાને જાય યહ કહાં ?

ઓ રે લીગવાન !
પ્યારે મુસલમાન !

ફિર ભી ક્યોં બયઠા હૈ તૂ ખામોશ ?
ક્યા ન તેરે કદમોંમેં જોશ ?

ક્યા ન તેરી અક્કલમેં હોશ ?
જબ તક તેરી જાનમેં જાન,

જબ તક ચલતા હૈ યે દુકાન,
તૂ બના લે અપના પાકીસ્તાન.

ચલ ચલ રે લીગવાન !
કહેના મેરા માન–માન,
ચલ રે લીગવાન !

જમાનો જાહેરાતનો છે
છતાંય અમો
જાહેરાતનું જુઠાણું
ફેલાવવા ઇચ્છતા નથી.

## ગ્રાહકોનો સંતોષ

એજ અમારી સર્વોત્તમ જાહેરાત છે.



જીવનની રોજ-બ-રોજની
જરૂરિયાતો:—



- ☆ ખુશબોદાર ચ્હા
- ★ સુવાસીત હેર ઓઈલ્સ
- ☆ ટોઇલેટ્સ
- ★ બાર સોપ
- ☆ ચીપ્સ વિગેરે

બાલાસીનોરના
ચોકખા ઘી તથા
ગુજરાતના ચોકખા
પાપડ

ખરીદવા

એકી અવાજે વખણાએલું ભરોસાપાત્ર
મથક



**ધી નેશનલ પ્રોવિઝન સ્ટોર્સ**

કુંભારટુકડા ઠાકોરદ્વાર નાકા, મુંબઈ ૪.

## આપે વાંચ્યાં?

**એક અનોખો વાર્તાસંગ્રહ**

☆ એમાં સસ્તા પ્રેમનાં ટાયલાં નથી. ... ... ...
☆ એમાં અવાસ્તવિકતાભરી બેહૂદી કલ્પનાઓ નથી.
☆ એમાં ગલીપચી કરે એવું એક પણ તત્વ નથી.

પરંતુ ——————————————— એ તો

જીવનનું નવું દૃષ્ટિબિંદુ દાખવે છે.
જીવન અને જગતને નવીજ ફૂટપટીથી માપે છે.

[illegible]

**લેખક : શ્રી. બાવચંદ મા. વડેરા**
બી. એ. એલ. એલ. બી.

**પ્રસ્તાવના : શ્રી. રમણલાલ વ. દેસાઈ**

★ વાચકોએ વખાણ્યું છે.........................
★ અવલોકનકારો અને અખબારોએ આદર આપ્યો છે.

કીં. રૂા. ૨–૮–૦